# સરોશની દુશ્મન સાથની

# કેમનામજદાની અસલ કુસ્તી

## તેની બુલંદી અને પાયદારી



### હાલની રિવાજી કુસ્તીની અપુર્ણતા.

એ માટે

### 'સદદરે' કેતાબ અને બીજાં લખાણોનો થએલો ખોટો ઉકેલ !



### અસલથીજ સરોશની કુસ્તી શહેનશાહી ટોળામાં જારજ હતી; અને છે.



મી૦ ફરામજી એદલજી માદન અને બીજા કેટલાક અભ્યાસીઓના અભિપ્રાયો

તેનો

### દાખલા દલીલો સહીત ટુંક જવાબ.



લખનાર અને પ્રકાશકઃ—

નોશેરવાન નવરોજી ઉનવાલા—બેંગલોર.

સને ૧૩૦૯ યઝદેજરદી. ઈ. સ. ૧૯૩૯

# સરોશની ક્ષનુમન સાથની

# કેમનામજદાની અસલ કુસ્તી

## તેની બુલંદી અને પાયદરી



હાલની રિવાજી કુસ્તીની અપુર્ણતા.

એ માટે

**'સદદરે' કેતાબ અને બીજાં લખાણોનો થએલો ખોટો ઉકેલ !**



**અસલથીજ સરોશની કુસ્તી શહેનશાહી**

**ટોળામાં જાયજ હતી; અને છે.**



મી૦ ફરામજી એદલજી માદન અને બીજા કેટલાક

અભ્યાસીઓના અભિપ્રાયો

તેનો

**દાખલા દલીલો સહીત ટુંક જવાબ.**




લખનાર અને પ્રકાશકઃ—

**નોશેરવાન નવરોજી ઉનવાલા—બેંગલોર.**



સને ૧૩૦૯ યઝદેજરદી. ઈ. સ. ૧૯૩૯

# આ ચોપાનિયાં સંબંધી કાંઇક ખુલાશો.

આવી એક નાની ચોપડી માટે ખુલાશો જરૂરનું હોય [illegible] આ ચોપડીમાં હંમોએ જે લેખો પ્રગટ કર્યાં છે તે આજે આ ચોપડીનાં આકારમાં બહાર પડશે, એવો હંમોને સ્વપને પણ ખ્યાલ ન હતો. જ્યારે મારો પહેલો લેખ "જામે જમશેદ"નાં અધિપતિએ "જામે જમશેદ"માં પ્રગટ કરી હંમો પર ઉપકાર કીધો, ત્યારે મને ખત્રી હતી કે, મારા લેખની સાંમે જો ટીક્કા યા હુમલાઓ થશે, અને તે અધિપતિ સાહેબ પ્રગટ કરવાનું મુનાસેબ ધારશે તો, મુજ કમતરીનનેબી તેનો છેવટનો વળતો જવાબ આપવાની જરૂરજ તક એ અધિપતિ સાહેબ આપશે. પરંતુ મારી ભારે અજાયબી વચ્ચે મને એમાં કડવો અનુભવ થયો, અને મી. માદનનો મારા લેખની સાંમે અંગત હુમલા કરનારો લંબાણુ લેખ પ્રગટ કરવામાં આવ્યો, એટલુંજ નહિ પણ મી૦ જાંહગીરજી ચીનીવાલાનો પણ લેખ એ સંબંધમાં પ્રગટ કરવામાં આવ્યો, છતાં દિલગિરી સાથ જણાવવું પડે છે કે, આ કમતરીનને તે બંને લેખોને વળતો જવાબ આપવાની તક "જામે જમશેદ"નાં અધિપતિ તરફથી આપવામાં આવી નહિ. એટલેજ આ મારો જવાબ ચોપાન્યાનાં આકારમાં પ્રગટ કરવાનો વિચાર મને પહેલ વહેલો આવ્યો. જ્યારે એક ચોપડીજ પ્રગટ કરવામાં આવે તો, એમાં મારો આગલો લેખ પણ સમાવવો, એવા વિચારથી હંમારૂં સરોશની કુસ્તીની સહાદતવાળું આગલું લખાણ કે જે જામે જમશેદ પત્રમાં તા. ૮–૧૫ અને ૧૮મી જુલાઇ ૧૯૩૯નાં અંકોમાં પ્રગટ થયું છે. તે પણ અંદર સમાવ્યું છે જે આશા છે કે, પ્રસંગોપાત થઇ પડશે.

વળી સાથે સાથે હંમોએ આ ચોપડીનાં પહેલાંજ પાંના પર સરોશની હનુમન સાથની કુસ્તીનું ભણુતર પણ જાવતમાં પ્રગટ કર્યું છે. જેથી જાહેર આલમ જાણી શકશે કે, સરોશની કુસ્તીનું ભણુતર એ કાંઇ હંમારૂં યા બહેસ્ત બહેરે ઉસ્તાદ સાહેબ બહેરાંમશાહ સરોફનું પોતાનું બનાવી ઉપજાવી કાઢેલું ભણુતર નથી પણ એ અસલ સરોશની કુસ્તી જાયજ હતી તે છે.

ફક્ત એક સત્ય શોધક તરીકેજ મે આ વિષયની ચર્ચા કીધી છે. તેથી જે ભાઇઓ મને આ દિશામાં પોતાની સુચનાંથી મદદ કર્તા થઇ પડે, તેઓએ મને તે સુચનાં ખુશીથી જણાવવી કે જેથી જેનો કોઇક ભવિષ્યમાં બર વખતે ઉપયોગ થઇ શકે!

નોશેરવાન નવરોજી ઉનવાલા.



# મી. ફરામરોઝ પે. પટેલનું ટાંચણ્યું !



જ્યારે હમારી આ ચોપડી પ્રેસ પર જઇ ચુકી હતી, ત્યારે મી ફરામરોઝ પેસ્તનજી પટેલ તરફથી કેટલાક અભ્યાસીઓના અભિપ્રાયો પરથી કેટલાક સારના ફકરા ચુંટી એક ટુંક ટાંચણનું "ઉદવાડા અથોરનાન ભાઇઓ અને ખાસ કરીને યોજદાથ્રેગરીનો પેશો કરનારા ભાઇઓને એક નમ્ર અરજ" એ નામનું એક ચોપાન્યું બહાર પાડયું છે. તે માટે અત્રે શરૂઆતમાંજ બે બોલ લખેલા જરૂરી થઈ પડશે !

મી. પટેલે પોતાના ચોપાન્યામાં ખાસ કરી મી. ચીનીવાલા અને બીજા અભ્યાસીઓના અંગત ખુલાશાઓના લખાણોમાંથી પોતાની મતલબનાજ જોઇતા ફકત ટુંક ફકરાઓ ટાંચીને મુકયા છે, જેથી ઘણાંક ફકરાઓનો અર્થ મૂળ લખાણથી ઘણો વેગળો જાય છે, પણ એ માટે હમોએ અત્રે તકરારના ઉંડાણમાં ઉતરવું નથી.૦ ટુંકમાં જણાવીશું કે એ કેટલાકોના અંગત મતો અને અભિપ્રાયોનો જવાબ હમોએ આ ચોપાન્યામાં પુરતો અને દલીલો સહીત આપ્યો છે.

હવે વધુમાં મી. પટેલ "૭૮ રેવાયત"ને જરથોસ્તી ધર્મના શિક્ષણ અને ફરમાનને અનુસરતી સત્તાધારી "રેવાયત" છે કે ? એમ પુછે છે. આજે એક જૂના લખાણને યા પુસ્તકને સત્તાધારી બનાવવું યા નકામું ગણવું એ અભ્યાસીઓની ખુશીનું અને મતલબબાજ ફાંટાનુંજ કારણ રહ્યું છે, કારણ કે, "સદદર નસર" કેતાબનો તરજુમો એક અવરતાના જાણીતા અભ્યાસી મી. બહમનજી નસરવાનજી ધાભર જેવાએ કરેલો છે, તેના એક ભાગનું લખાણ કેમના મજદાની કુરતી બતાવે છે, તે મી. એદલજી ફરામજી માદને ઘણીજ ઉકમાઇથી આ કુરતીના પોતાના લખાણના દાખલામાં ટાંકયું છે, જ્યારે એજ કેતાબના બીજા ભાગનું લખાણ સરોશની કુરતીની સહાદત આપે છે. જે હમોએ એજ ચોપડીમાંથી મી. માદનને હમારા લખાણમાં ટાંકી બતાવ્યું છે, ત્યારે એજ મી. ધાભરના તરજુમા માટે મી. માદન એવો અભિપ્રાય આપે છે કે:—"એ તરજુમો તદન અસ્પષ્ટ અને જુદા અર્થનો છે," એટલે એમ કે "સદદરે" કેતાબનો મી. માદનના દાખલાવાલો તરજુમો બરાબર સ્પષ્ટ છે, પણ એજ "સદદરે" કેતાબનો હમારા દાખલાવાલો તરજુમો મી૦ માદનને અસ્પષ્ટ અને જુદા અર્થવાલો લાગ્યો છે. એટલે એક લખાણને સત્તાદાર ગણવું કે, નકામું ગણવું એ એક અભ્યાસીની ખુશી અને ફાટાંનીજ વાત રહી છે. એજ રીતે "૭૮ રેવાયત"ને પણ કેટલાક અભ્યાસીઓ પોતાનાં ફાટા મુજબ ગણે છે. એજ "૭૮ રેવાયતે" સદદરે કેતાબનાં કેમના મજદાની કુરતીનો તરજુમો કરનારાઓની ભૂલ દેખાડેલી છે, (જે બાબદ આ ચોપડીમાં આવેલી છે.) તેથીજ અભ્યાસઓને એ "રેવાયત" જરથોસ્તી ધર્મનાં શિક્ષણ અને ફરમાનથી ઉલટી લાગે છે. જો એમાં કેમના મજદાની કુરતીની સીફારસ કરેલી હતે તો એ "૭૮ રેવાયત" સદદરે કેતાબ કરતાં બી વધારે સત્તાદાર ગણાતે એમજ કેની ! નામદાર કોર્ટે એ "૭૮ રેવાયત" માનાં ફક્ત ૧૩માં સવાલ પર સાધારણ નુકતેચિની કરેલી છે, એ સિવાય આખાં જજમેન્ટમાં એ વિષે બીજો કશો ઈસારો કર્યો નથી.

મી. પટેલ પોતાનાં ચોપાન્યાંની શરૂઆતમાંજ મી. ચીનીવાલાનાં અંગત અભિપ્રાયો પર વધારે ભાર મુકે છે. પણ મી. ચીનીવાલા પોતાનાં લેખની શરૂઆતમાંજ શું જણાવે છે ? કે, "ઉનવાલા પક્ષની વિરૂધતા કરવાનેજ માટે ઉદવાડાનાં જે બીજા અથોરનાનો

સરોશની ક્ષ્નુમન સાથની કુસ્તી ઉપર મીથ્યા ચુંથણાં પાડી રહ્યા છે" આ શબ્દો મી. પટેલે વાંચેલા તો હરીજ અને ખચીતજ ઉદવાડામાં મોટે ભાગે કોઇ બી પ્રશંગે જેબી ધાર્મીક ચકચારો થાય છે, તે ધર્મની લાગણીને ખાતરજ નહિ પણ ફક્ત એકમેકની વિરૂધતાજ કરવાને માટે થાય છે. એ જાણીતી વત છે. તો પછી બીજા પંથવાલાઓએ કોઇનાં પંથની ચકચારમાં મીથ્યા હોમાવાની જરૂરજ શું છે? આવું કરીનેજ કેટલાક શીખેલા ભણેલાઓએ ઉદવાડયા ટોળાની ભાઇબંધી વધરવાને બદલે આજ સુધી એ ટોળાને લડતો-વઢતો રાખ્યો છે.

મી. પટેલ ઉદવાડેનાં એક શીખેલા કેળવાયલા આશ્રવન તરીકે એક આવી બાબદમાં માંથુ મારે, તે કરતાં ઉદવાડા અને ઉદવાડયા ભાઇઓનું ભલું કરવાનાં બીજાં ઘણાં કામો એમને માટે પડેલાં છે તે પર ધ્યાન આપે તો ઉદવાડાની સેવા બજાવેલી કહેવાય! પટેલભાઈ આમાં કાંઇ સેવા નથીજી. આ તો તમારી અંગત મતલબનું કારણ છેજી!!

વળી મી. પટેલ ધરના છાપરા પર ચઢી પોકાર મારી, પોતાના ચોપાન્યામાં ઠમ ઠામ ભાર મૂકી જણાવે છે કે, જો "સરોશની ક્ષ્નુમન"ની કુસ્તી યોજદથ્રેગર મોબેદોમાં ભણવાની ચાલુ રહી તો, સઘળી ધર્મ ક્રિયાઓ ખામી ભરેલી બની જવાથી ખુદ ધર્મના પાયા ઢીલા થઇ જશે! અને ધર્મનો નાશ થશે. એ ધર્મ ઝનુન ભાઇ ઉદવાડામાં લગભગ ૫ા સદીથી "સરોશ"ની કુસ્તી ચાલુ છે તો તે દિવસે નહિ ને આજેજ કયાંથી ફુટી વલ્યા; અને ૫ા સદી પછી ધર્મના પાયા આજેજ કેમ ઢીલા થઈ ગયા? આ ધર્મ ઝનુન કેટલે અંશે ખરૂં છે, કે ઢોગી છે તે મી૦ પટેલ અને તેમના ભાઇને મી. જેહાંગીર ચીનીવાલા જેવાં ભાઇઓ ઓળખે છે, તેઓ બરાબર જાણે છે જેઓ વિરૂધતાને ખાતરજ વિરૂધતા કરતા રહ્યા છે, અને દાહેકાઓ પછી જ્યારે ઉદવાડા અનજુમનનું બંધારણ થઈ ઉદવાડાનું કાંઈક સાર્થક થવાના ઝઝકલા કુટવા માડયાં છે, ત્યારે આ શુભ કામમાં "ધર્મ ભયમાં છે," એવા બેજા પોકારો મારવા નીકલનારાઓ સંજાણા ટોળામાં નવા કજીયા કંકાસના બીઝો રોપવા સિવાય બીજું કશું મેળવી શકતા નથી, જ્યારે આવી નવી તકરાર ઉપસ્થિત કરનારાઓ ધર્મનું ઓઢું "પકડી" ધર્મ ભયમાં છે, "એવા પોકારો મારવા બહાર પડે છે, ત્યારે આપણને કાંઇક રમુજ ઉત્પન થાય છે, અને આવે વખતે પેલા જગ વિખ્યાત અંગ્રેજ કવિ શેકસ્પીઅરના "શયતાન ધર્મ પોથીની શહાદત આપે છે," એ અમર શબ્દો યાદ આવે છે. એ વિષે વધુ નહિ બોલતાં ખુદા સર્વેને સદબુદ્ધી આપો એટલુંજ ઇચ્છીશું!



# સરોશની દુશ્મન સાથની કુસ્તી કરવાની રીત.



ક્ષ્નઑથ્ર અહુરહે મજદાઓ અષેમ વોહુ ૩.

ફ્રવરાને મજદયસ્નો જરથુશત્રિશ વીદએવો અહુર તકએષો ( જે ગેહ હોય તે પઢે ) સ્રઑષહે અષ્યેહે, તખ્મહે તનુ'માંથ્રેહ દરષી દ્રઑશ આહુઈરિયેહે, ક્ષ્નઑથ્ર યસ્નાઇચ, વહમાઇચ, ક્ષ્નઓથ્રાઇચ, ફ્રસસ્તયએચ, યથા અહૂ વઇરયો જઓતા, ફ્રામે મ્રુતે, અથા રતૂશ, અષાત ચીત, હચ ફ્રાઅષવ વીદવાઓ મ્રઑતુ.

સ્રઑષેમ અષીમ, હુરઓદ્દેમ વૅરેથ્રાજનેમ ફ્રાદત-ગએથેમ, અષવનેમ અષહે રતુમ યજમઇદે. (તંનવખત) અહુનૅમ વઇરીમ તનુમ પાઇતી-અહુનૅમ વઇરીમ તનુમ પાઇતી—અહુનૅમ વઇરીમ તનુમ પાઇતી. યથા અહુ વઇરયો ૧.

કેમના મજદા ( આખી જાવત ) નેમ સચા યા આરમઇતિશ ઇજા ચા—નેમ સચા યા આરમઇતિશ ઇજા ચા નેમ સચા યા આરમઇતિશ ઇજા ચા અષેમવોહુ ૧.

( એટલુ ભણી કુસ્તી છોડવી. )

ક્ષ્નઑથ્ર અહુરહે મજદાઓ અષેમવોહુ ૧.

અહુરમજ ખોદાએ-( આખી પઢવી )

યથા અહુ વઇરયો ૨.—અષેમવોહુ ૧.

જસમે અવંઘહેમજદ મજદયસ્નો અહમી (આખી પઢવી.)

આસ્તૂઇતિશ અષેમ વોહુ ૧.

યથા અહુ વઇરિયો ૨.—યસ્નૅમચ, વહમૅમ્ચ, અઓજસ્ચ, જવરૅચ, આફ્રીનામી સ્રઑષહે, અષ્યેહે તખ્મહે, તનુ–માથ્રહે, દરષિ–દ્રઑશ આહુઇરિયેહે અષેમવોહુ (૧)

અહમાઇરિએશ્ચ ( જાવત )

હજંઘરૅમ બએષજનામ ( જાવત )

જસમે અવંઘહેમજદ અમહે હુતાશતહે ( જાવત )

કેરફે મોજદ ( જાવત )

# સરોશની ક્ષ્નુમનવાલી કેમના મજદાની અસલ કુસ્તી.

## હાલની રિવાજી કુસ્તીની અપુર્ણતા.

### એ માટે સદદરે કેતાબ અને બીજાં લખાણોનાં થએલા ખોટટા ઉકેલ.

### સરોશની કુસ્તી અસલથીજ જાયજ હતી.

### એ માટે "૭૮ રેવાયત" અને બીજા દાખલાઓ.

### કેટલાક કહેવાતા અવસ્તા અભ્યાસીઓનાં ઓરંગા.

...............

( લખનાર:—નોશેરવાન નવરોજી ઉનવાલા. )

**મહેરબાન જામે જમશેદનાં અધિપતી સાહેબ જોગઃ—**

જત આપનાં લોકપ્રીય પત્રમાં આજ મહીનાઓ થયા કેમનાં મજદાની કુસ્તી અને સરોશની ક્ષ્નુમનની કુસ્તીની કેટલીક ચર્ચા ચાલી રહી છે આપનાં પેપરમાં કેટલાક અભ્યાસીઓનાં કેમના મજદાની કુસ્તી માટે લંબાણુ અભિપ્રાયો આવી ગયા છે. એ દરેકનો છુટો છુટો જવાબ હમો દાખલાઓ સહીત પુરતી રીતે આપી શકીએ એમ છે. પણ એવો લંબાણુ કુથલો કરી આપનાં માનવંત પેપરની કીમતી જગ્યા રોકવા સાથે વાંચનારી આલમને કંટાળો આપવા માગતા નથી. પણ ઇનસાફને ખાતર હમારો થોડાક ખુલાશો આપનાં લોકપ્રીય પેપરમાં જાહેર કરવા મહેરબાની કરશોજી.

આજ કેટલુક થયું ઉદવાડાની પેલી કહેવાતી ચોથી પક્ષનાં લિડર મો૦ ખરશેદજી પેસ્તનજી પટેલ અને મો૦ જામાજી કાવસજી કટીલા તરફથી આપનાં જાહેર છાપામાં હાલની ચાલતી કેમના મજદાની રિવાજી કુસ્તી અને અસલની સરોશની ક્ષ્નુમન સાથની કુસ્તી માટે કેટલાક સવાલો પુછાયા છે, અને તે માટે જાહેરમાં તેની કેટલીક ચકચાર ચાલી રહી છે. તેમાં કેટલાક અભ્યાસીઓએ બી અને કેટલાક અશફાઉઓએ બી જેમ ગમે તેમ પોતાનાં ફાંટાં મુજબ પીંજનો કર્યો છે. જે કેટલેક દરજજે જાહેર આલમને અને સાચ્ચા ધર્મી જરથોસ્તીઓને ડામાડોળ કરનારાં તેમજ નાહકનો બીજા ટોળામાં મીનાકેશો ઉસન કરનારાં છે. કારણ કે, કેટલાકોએ તો જાહેરમાં મોહટાઇ બતાવવાજ અવરતા

અભ્યાસીઓ બની જઇ બડા ગણવાવા પોતાને જે ગમ્યું તે ચિત્રી માર્યું છે. પણ એ રીતે કરી બેજા કોઇ ટોળામાં પોત પોતા વચ્ચે કાંઈ મતફેરીઓ ચાલતી હોય, તેમાં બીજાઓએ બીન સમજવે માથુ ખોસી તે ટોળાંને કેટલું બધું જાણ અજાણ નુકશાન કરે છે તે તેઓએ સમજવું જોઇતું હતુ. આજે લગભગ પા સદી ઉપર થઇ ઉદવાડામાં સરોશની ક્ષ્નુમનની કુરતીનું ભણતર ચાલુ થતું આવ્યું છે કે, જ્યારે દસ્તુરી ઝઘડા કે હાલનાં જેવી કાંઇ પક્ષાપક્ષી યા મતફેરીઓ જેવું જાજું કાંઇ હતું નહિ, જોકે જ્યારે શરૂઆતમાં એ કુસ્તી થવા લાગી ત્યારે થોડીક ચુનાચેરા થઇ હતી, પણ તે વખતે કેટલાક વુજોર્ગો તરફથી બોલાતું હતું કે, આ સરોશની કુસ્તી કાંઇ નવી નથી પણ ખાસ આપણા કાબેલ અને પહરેજગાર દસ્તુરજી બરજોરજી મીરજાં (તે હાલના દસ્તુરજી કૈખોજી મીરજાંનાં બપાવાજી) ચાલુ કરતા હતા વીગેરેઃ— આ સરોશની કુસ્તી માટેનો દાખલો ઉદવાડામાં ઘણો તાજો કહેવાય છે. એ પછી સરોશની કુસ્તીવાલા ધીરે ધીરે વધવા લાગ્યા, છતાં વર્ષો થયાં એ બદલ કોઇ જાતનો અનજુમનમાં યા ખાનગીમાં બી કેથે વાંધો લેવાયો નથી. એટલુંજ નહિ પણ જ્યારે 'ઇ. સ ૧૯૧૯માં ઉદવાડા અનજુમનનું નવું બંધારણ કરવા હમારી ઉનવાલા પક્ષ તરફથી કોર્ટમાં દાવો કર્યો હતો, ત્યાર પછી તે દાવાની રૂએ બંધારણ માટે નવી સ્કીમ તૈયાર થઈ હતી; તેમા અનેક ક્રિયાકામ વીગેરેનાં વાંધાઓ અને તકરારો વારંવાર કરવામાં આવી હતી; પણ તે વખતે બી સરોશની ક્ષ્નુમનની કુસ્તી માટે અનજુમનમાં યા કોઇ તરફથી એક બોલ પણ બોલાયો હતો નહિ, યા કાંઈ ઇસારો પણ કરવામાં આવ્યો હતો નહિ, તે દિવસે આ આપણી મસર્સ પટેલ-કટીલા જોડી કયાં ઉંઘતી હતી તે હંમો સમજી શકતા નથી! છતાં આજે બી સર્વેને રોશન છે કે, ઉદવાડા અનજુમનનું ગઇ તા. ૧૭મી અકટોબર ૧૯૩૭ને દીને એક નવું બંધારણ અમલમાં મુકાયું છે, તે દિવસે સરોશની ક્ષ્નુમનની કુસ્તી સંબંધીનો સવાલ ઉદવાડાની તે દિવસની આખી અનજુમને ૧૫૦ વિરૂધ ૧૬ મતે કબુલ રાખ્યો છે; અને એ રીતે તે દીવસની લગભગ આખી અનજુમને બંધારણમાં ચોથા પક્ષનો સરોશની ક્ષ્નુમનની કુસ્તીનો વાંધો કબુલ કર્યો નથી, કારણ કે, એ સરોશની કુસ્તીની રશમ આજે લગભગ ઉદવાડામાં પા સદી થઇ ચલુ છે, અને એટલા અરસામા કેમના મજદાની કુસ્તીવાલા અને સરોશની ક્ષ્નુમનની કુસ્તીવાલા દરેક ક્રિયાકામ વીગેરેમાં અનેક વેળા અરસ પરસ "હમકલામ" પણ થઇ ચુકેલા છે, એટલે અનજુમને આવી બાબદમાં વચ્ચે પડી જુઠ્ઠી ચુનોચેરા કરવા વાજબી ધાર્યું નથી, તેથી આ મજકુર પટેલ-કટીલાની જોડી કેમના મજદાની કુસ્તીની ચકચાર કરવા બહાર પડી છે જો કે આ ચકચારમાં ખાસ કોઇ દસ્તુરજી સાહેબે પોતાનો અભિપ્રાય આપ્યો નથી; પણ જ્યારે એ માટે કેટલાક કેળવાયલા અવસ્તા અભ્યાસીઓ અને બાજાઓ કેમના મજદાની કુસ્તીને 'સદદર' જેવી ધરખમ મહેતાબ અને બીજી રેવાયતોના દાખલાઓ આપવા બહાર પડયા છે, તો એ દાખલાઓમાં કેટલું વજુદ છે: અને સરોશની કુસ્તી અસલથીજ ચાલતી આવેલી છે એવું સાબેત કરવાની હંમો હંમારી અદના ફરજ વિચારીએ છીએ.

## શું સરોશની ક્ષ્નુમનની કુસ્તીમાં કેમનાં મજદા ભણાતી નથી?

પ્રથમમાંજ મારે જણાવવું જોઇએકે, આ કુસ્તીનાં સવાલ જવાબ કરનારાઓએ કુસ્તીનાં સવાલને જાહેરમાં એવી રીતે ચર્ચાવ્યો છે કે, સરોશની ક્ષ્નુમનની કુસ્તી કરનારા કુસ્તીમાં કેમના મજદા ભણતાજ નહિ હોય! અને કેમના મજદા વગર ખાલી સરોશની

ક્ષ્નુમન ભણી કુસ્તી કરતા હોય! એવું જાહેરમાં જણાવવાની કોષેસ કરી છે. આ લખનારાઓ જાહેરમાં એવા પ્રકારે લખે છે કે, રિવાજી કુસ્તી કેમના મજદાથી શરૂ થાય છે તેથી તેમાં કેમના મજદા ભણાય છે, અને સરોશની ક્ષ્નુમનની કુસ્તી સરોશબાજથી શરૂ થાય છે માટે તેમાં સરોશની ક્ષ્નુમનજ ભણાય છે, ને કેમના મજદા ભણતાજ નહિ હોય! એવી રૂઢીથી લખાણ કરી અણુજાની આલમને ગુચવણમાં નાંખે છે. પણ એવું કાંઇજ નથી સરોશની કુસ્તી કરનારાઓ રિવાજી કુસ્તી માફકજ કેમના મજદા ભણી કુસ્તી જસમે અવંઘહે સુધી તે સીલ સીલાબંધ ભણી સંપુર્ણ કરે છે. સિવાય કે આગળ પાછળ વધારે સરોશની ક્ષ્નુમન ભણાય છે. પણ કુસ્તીની તમામ ક્રિયા રિવાજી ચાલુ કુસ્તી મુજબજ કરે છે. કેમના મજદાની કુસ્તીનાં ભણુતરનાં સીલ સીલામાં કશોબી ફેરફાર કરવામાં આવ્યો નથી, ફક્ત જે ભણાય છે, તે રિવાજી કુસ્તીની આગળ પાછળ વધારાનુંજ ભણાય છે જે માટે કોઇબી વાંધો લઇ શકે નહિ.

## કોઇપણ જરથોસ્તી ક્રિયા તેનાં મંડાણ વગર થઈ શકે?

આપણા અથેરનાન વર્ગને રોશન છે કે, જરથોસ્તી ધર્મમાં કોઇ પણ નાની યા મોટી ક્રિયા તેના શરૂઆતનાં મંડાણ વગર બીલકુલ થઇ શકતી નથી. જ્યારે એક કેમનાં મજદાની નીરંગ કે, જે નીરંગો વડે જે આપણા અષો જરથોસ્ત સાહેબ પણ અ ખનર્થબામી ઉપરથી દુજીઓ દૂર કરી શકયા હતા; તેવા ખાસ "કેમના મજદા"નાં અવસ્તા દરેક જરથોસ્તીએ **ગેહની સરૂઆતમાં કુસ્તી કરતાં અને કરીને પઢવાનાં છે તે કેમના મજદાની નીરંગને સરોશની ક્ષ્નુમનથી ગુંથી લઈ તેને "સરોશ બાજ"ને નામે બનાવી છે.** એ રીતે એક સરોશ બાજથી ગેહ—યાએશો–યસ્તો—આફ્રેગાન ઇજશને વંદીદાદ વીગેરે વીગેરે જરથોસ્તી ધર્મનું તમામે તમાંમ ભણુતર તેનાં મંડાણની ક્ષ્નુમન વગર થઈ શકતું નથી. યા **જરાબી આગળ ચાલી શકતું નથી.** ત્યારે જરથોસ્તી ધર્મનાં મૂળ પાયાની ક્રિયા "પાદી આવ" કુસ્તી કે જે જરથોસ્તી ધર્મનો પાયો છે જે જરથોસ્તી ધર્મનું મૂળ છે, જે પર આખા જરથોસ્તી ધર્મની ઇમારત રચાએલી છે. તેજ "પાદી આવ કુસ્તી"નું મોતેબર ભણુતર તેની સરોશની ક્ષ્નુમન વગર, યા તેના સરૂઆતના મંડાણ વગર ફકત કેમના મજદાથીજ કાંય સરૂ થવું જોઇએ? શું એ અપુર્ણ નહિ કહેવાય? જે કેમના મજદા માટે આ સવાલમાં ઉતરનારાઓએ પણ તેની બુલંદી અને મોતેબરી માટે કબુલ કર્યું છે, છતાં આવી મોતેબર કેમનામજદાનું ભણુતર તેના મંડાણ વગર યા તેની ક્ષ્નુમન વગર કેમ ભણી શકાય? કેમનામજદા એ "ગાથા" અને વંદીદાદ જેવા બુલંદ ભણુતરોમાંથી લેવાયલી એક મોતેબર નીરંગ છે, જે દેવયસ્નીને તોડનારૂં અને ખોરેહના બારીક કાયદા જાળવનારૂં મોતેબર હથીયાર છે. વળી એ નીરંગ અને એવી બાજ નીરંગો તેની બાજ વગર આપણા અવસ્તામાં બીલકુલજ ભણી શકાતા નથી, તે માટેજ એ કેમનામજદાની નીરંગ કુસ્તીમાં સરોશબાજ સાથેજ ભણવાનું આપણા જરથોસ્તી ધર્મનું અસલ ફરમાન છે. અને દરેકે દરેક બસ્તે કુસ્તીઆનને અસલથીજ સરોશની ક્ષ્નુમન સાથ કુસ્તી કરવાનું આપણા વક્ષુરે વક્ષુરાંન પયગંમ્બર અષો જરથોસ્ત સાહેબનું અવસ ફરમાન છે; અને એના કેટલાક દાખલાઓ અસલ રેવાયેતો અને અસલ હસ્ત લેખો પરથી મળે છે. પણ જમાનાની ગિરદેસીમાં આપણાં ઘણુંક કદીમ રિવાજો અને ક્રિયા રશમો ભુલાતી ગઈ છે, તેમ આ કુસ્તીનું અસલ સરોશની ક્ષ્નુમનનું

ભણતર પણ કાંઈક ભુલાઇ ગયું છે, છતાં અસલ સરોશની કુસ્તીનું ભણતર હજી હાલે પણ કદીમી અને ઇરાંની ટોળામાં બહેદીન તેમજ અથોરનાનોમાં એક સરખી રીતે જળવાઇ રહેલું છે. જોકે અસલ ૨૦૦ વર્ષ ઉપર શેનશાહી–કદીમી ટોળા જેવું કાંઇ જુદું હતુંજ નહિ, દરેક જરથોરતી એકજ ટોળાના હતા, અને દરેક ધર્મ તથા ક્રિયાકામ એકજ રીતે કરનારા અને પાળનરા હતા; છતાં આ એકજ ટોળાનો ભાગ કદીમને નામે છુટો પડી ગયો છે; છતાં જરથોસ્તી ધર્મ અને તરીકત તો બધાંઓ માટે એક સરખીજ છે. આપણા કેટલાક અથોરનાન ભાઇઓ અને લખનારાઓ શેનશાહી ટોળા માટે મગરૂરી લે છે; અને શેનશાહી ટોળાના બધા રીત રિવાજો ખરાજ હોય એમ માને છે, અને કદીમી ટોળો તદનજ જરથોસ્તી ધર્મથી અને રીતરિવાજોથી ઉલટો હોય, અને જુદો હોય એવું માને છે; પણ ધર્મના કેટલાક સાચ્ચા અને જરૂરી રીત રિવાજો, જ્યારે ખાસ કરી શેનશાહી ટોળામાંથી સદંતર નાબુદ થયા છે. ત્યારે તેવા કેટલાક જરૂરી અને ધાર્મીક રિવાજો કદીમ ટોળામાં ધર્મની મગરૂરી તરીકે જળવાઈ રહેલા છે. જ્યારે કોઇ ટોળામાં જરૂરી કાંઈ જળવાઇ રહેલું છે ત્યારે કોઇ ટોળામાં કાંઈ જરૂરી નાબુદ થએલું દેખાય છે. માટે કેટલીક રશમોમાં કોઇ ટોળો કાંઇ ખરૂંબી કરતો હોય, તેને કેટલાક ફીલસુફો બીન અર્થની દલીલો કરી ખોટો પાડવાની કોશેષ કરે છે, એ કાંઇ વાજબી નથી. આજે એકજ ધર્મ પાળનારા, અને એકજ જરથોસ્ત પયગમ્બરને માનનારા, અને એકજ નેરીયોશંગ ધવલની ઓલાદથી ઉતરી આવેલા શેનશાહી અથોરનાન ટોળાનાં મુબેદો જુદા જુદા પંથોમાં જુદી જુદી રશમોથી ક્રિયાઓ કરે છે. નવસારીના એકજ પંથકવાલા ભગરીયા સાહેબો મુંબઇનાં નવા આતશે બહેરામમાં અને વડાદયાજીનાં આતશે બહેરામમાં બોય દેવાની જુદી જુદી ક્રિયાઓ જુદી જુદી રશમોથી કરે છે. ખુદ નવસારીનાં મીનોચેર હોમજી વાલા અને ભગરવાલાઓ જુદી જુદી રશમથી ક્રિયાઓ કરે છે. સુરતવાલાઓમાં બે રીતે ક્રિયા થાય છે. ભરૂચવાલાઓ વીગેરે દરેકનાં રિવાજો એકમેકથી જુદા છે. તેથી શું એ સર્વેનાં ધર્મ જુદા જુદા છે? શું એ સર્વેનાં પયગમ્બરો જુદા જુદા છે? અથવા શું એ બધા અધર્મી છે? અને શું એ બધાઓની ક્રિયાઓ અને કેબ્લાઓ જુદી જુદી રશમોનાં હોવાથી, અને જુદા જુદા પંથવાલા એકમેકને ત્યાં કામ કરવાથી તે "અવાવ" કહેવાય કે? ખુદ ઉદવાડામાં અસલથીજ કેટલીક ક્રિયાઓ અને કેટલાક રીત રિવાજો જુદી જુદી રશમોથી ચાલે છે. ખુદ આતશે બહેરામની બોય દેવાના ચકર્ની ક્રિયા જુદી જુદી રીતીઓથી અસલથી થતી આવી છે. તો શું એ કેબ્લાઓ અને ક્રિયાઓ "અવાવ" કહેવાય? અફસોસ કે, એવું અવિચારી બોલનારાઓ, અને લખનારાઓ પોતાનાં કેબ્લા માટે આવા શબ્દો ઉચ્ચારી પોતાના કેબ્લાનું અને ધર્મનું અપમાન કરે છે. જોયા ખુન કરે છે; અને પોતાના નૂરી કેબ્લાઓ અને ધર્મ તરફ જાનફેશાની બતાવનાર દીનદાર ધર્મી અને એકીનવાલા જરથોસ્તીઓને આવા શબ્દોથી ડામાડોળ અને આસ્થા વગરનાં બનાવે છે, ખરેજ ખુદ એવા અથોરનાન ભાઇઓની અક્કલ માટે દિલગીરીને અફસોસ ઉપજે છે કે, જે સંજાણા અથોરનાન ટોળાનાં હાથમાં આખી પારસી કોમનાં ધર્મગુરૂ તરીકેની સરદારી છે, જે અથોરનાન ટોળાએ દરેક કેબ્લાઓ અને જરથોસ્તી ધર્મની સાચ્ચી જાળવણી કરી તેનો માન મરતબો અને મહોટાઇ વધારવાની ફરજ સમજી છે, તે અથોરનાન ટોળાનાં ભાઇઓ જાહેર છાપાઓમાં અને કોમ પર ડોમોમાં પોતાનાં કેબ્લાને અને ક્રિયાઓને 'અવાવ' શબ્દ વપડાવી

મોટું અપમાન કરી તેના માન મરતબા અને જાહોજલાલીને ઝાંખ લગાડી ખોટું લગાડે છે. એવા ધર્મનાં કહેવાતા બીન અકલી ઉપાધ્યાઓ માટે શું બોલીએ?

કેમના મજદાની કુસ્તી રવા છે, અને સરોશની ક્ષ્નુમનની કુસ્તી નારવા છે, એવો અભિપ્રાય આપનારાઓને હંમો માનપુરવક પુછીએ છીએ કે, જે સરોશની ક્ષ્નુમનની અસલ કુસ્તી કદીમી ટોળા કે જે આપણા શેહનશાહી ટોળામાનોજ એક ભાગ છે, તેમાં જળવાઇ રહેલી છે તે ખોટી છે? યા તે બનાવટી છે? યા તે કોઇનાં ફાંટાથી ઉત્પન્ન થએલી છે? એવું સાબેત કરી આપવા કેમના મજદાની કુસ્તીની દલીલ કરનારાઓને હંમો ચેલેંજ કરીએ છીએ. જે અભ્યાસીઓએ ફક્ત ચાલુ રિવાજ પરજ મુદાર બાંધી કેમના મજદાની કુસ્તી કરવાનુ જણાવી 'સદદર' કેતાબ અને બીજાં લખાણોનાં મોટી પીલસુરીઓ સાથે દાખલાઓ ટાંકયા છે. પણ તેજ "સદદર" કેતાબને અને બીજા દાખલાઓ ને "ધ્હોતેર રેવાયત" એ નામની કેતાબનાં લખનારાઓ કેવી રીતે બેટ્ટી પાડે છે, અને ખુદ ઇરાંનનાંઓજ એ ઇરાંનનાં લખી જનારાઓ માટે શું લખે છે? તે હંમો નીચે રજુ કરીશું. છાપેલી "૭૮ રેવાયત" ને પહેલે પાને નીચે મુજબ ખુલાશો છે.

## દીને બેહે માજદીયશનીનાં હફતાદો હસ્ત પોરશેસ પાશોખ યાને ઇઠોતેર રેવાયતો

### એટલે જે

શ્રી સુરતનાં કેટલાએક દીનદાર જરથોસ્તી લોકોએ શ્રી ઇરાંનનાં દીનદાર જરથોસ્તીઓ ઉપર હઝરત જરથોસ્ત સ્પતમાન અનોશેહ રવાંનની દાદાર પાસે લાવેલી બરહક દીનબહે માજદીયશનીનાં ફરમાનોમાંથી કેટલાએક ફરમાન માલુમ કરવા બાબે ૭૮ સવાલ લખી મોકલા હતા, તે સવાલો તથા તેનાં જવાબ જે ઇરાંનની વેલાયતનાં દીનદાર જરથોસ્તીઓએ ફારસીમાં લખી મોકલાં છે. તે સવાલ જવાબનો ગુજરાતી તરજુમો આગલા દહાડા ઉપર કોઈ સાહેબે કરેલો હતો તેની નકલ એક બહેસ્તનશીન મુબેદાન મુબેદ એદલદારૂ વદલે નવરોજજી લકબે આંટીયાનાં નોશારીવાસીને હાતની લખેલી જેવામાં આવી તેને અસલ ફારસી સાથે ફરીથી મુકાબલો કરીને એ મુબારક કેતાબ શેઠજી સાહેબ બોલંદ મરતેબત આલી દરજત શખી વજુદ દીનદાર દીન ચાશીદાર રાસ્ત ગોફતાર જરથોસ્તી ફેરકાઓની નામદાર પાક મનશાને મોતે કેદે દીન બેહ માજદયશનીએ કદીમ શેઠ ફરામજી બેને ફેરદોશનેશીન કાવજી બનજીનાના ખાહેશથી પાક માજદીયશની દીનના લોકોને વાચવાને વાસ્તે એ કેતાબ કમતરીન કાવસજી ફરદુનજી મરઝબાનજીએ શ્રી મુંબઈ મધે દફતર આસકારા છાપખાનામાં શને ૧૨૧૫ ઇઅજ્જરદીમાં છાપી પ્રગટ કરી છે."

એ ૭૮ રેવાયતને ૯૫ મે પાને નીચે મુજબ સવાલ છે.

દાખલો ૧ લો—સવાલ ૩૫ પાંતરીશમો=હાથ પગ ધોઇને શું પઢીઉ જોઇએ તેહના બાબમાં સુરતથી વેલાઅત લખે આ તેહે છે.

જે કોઇ હાત મોઢું ધોઇને પાદીયાબ કરે છે તે કીધા પછી રૂમાલે કરીને મોઢું ત્યા હાતને લુછીને અશેમ વોહી ૩ ફરવાર આને મજદીયસ્નો જરથોસતરોશ વીદઉઓ હુરેદકેશો પછી જે ગેહ હોય તે પઢીને સરોસબાજ તમામ જશમે અવધહે મજદ લગી પઢીને તમામ કરો ઇથા કેમના મજદથી તે નેમશચા ઇઆરમે તેશ ઇજાયા લગા પઢીને કુસ્તી કરે બાજે

હીન્દુસ્તાનના મોબેદો તકરાર એ વાત ઉપર કરે છે, જે સદ્દર કેતાબના ૩૯મા દરવાજામાં લખીઉ છે જે પાદીઆવ કરીને અહોડું તથા હાત શુકવીને એખશી કેમના મજદા પઢવી ફરમાવી છેં એ રીતે બહેશ કરે છે તેથી તમો વેલાએતના દસતુરોની ખીદમતમાં હમો લખું છેઉ જે પાદીઆબ કરીને એખશી કેમના મજદા પઢીને કુસ્તી કરે ઇઆ તમામ સરોસબાજ જસમે અવઘે મજદ લગી તમામ પઢીને પછો કુસ્તી કરે તે જે કંઇ દીનનો હુકમ હોય તે લખજો.

ઇરાનથી ઉપલા ૩૫માં સવાલનો જવાબ નીચે મુજબ લખી મોકલે છે.=જવાબ ૩૫મો "૭૮ રેવાયત" પાનું ૯૬.

સવાલ ૩૫ પાતરીશમો—હાથ પગ ધોઇને શું પઢવું, જોઇએ તે બાબદમાં સુરતથી લખેઓ તેનો જવાબ વેલાએતથી આવેઓ તેએ છે.

પાદીઆબ કુસતી કરવાના બાબમાં તમોએ લખીઉ તેનું જાણવું એજે ઓશહેન ગેહમાં પાદીઆબ કરવાના જંદ અવસ્તા વાર–૨–બેએ પઢવા અને કુસ્તીબી વાર–૨–બેએ કરવી તહવાર પછી જે જંદ અવસતા પઢે તે રવા છે પાદીઆબ કરવાનાં જંદ અવસતા એ રીતે પઢે ખશનોથરે અહુરેમજદાઉ અશેમ વોહી ૩ ફરવારાને (જાવત) અને સરોશ બાજ તમામ ઇઆને જશમે અવંઘહે મજદ લગી તમામ પઢીને કુસ્તી કરે એ પાદીઆબનાં જંદ અવસ્તા એ રવેશે છે. તે પઢે બાજે હીન દોસ્તાનનાં મોબેદો સદદર નજમનાં ૩૯ માં દરવાજાની બેતો ઉપરથી બહેશ કરે છે જે ઇરાંનનાં દસ્તુરોએ એ સદદર જોડી છે અને બેત કીધાં છે તે હમો કેમના મજદા કહી છે તે બાબતમાં તમો બોજોરગોની ખીદમદમાં જાહેર કરીએચ કે બહેસ્ત બહેરે જરથોસ્ત બહેરાંમ યજદુ જનત નશીન મોસાં રૂસ્તમે બેતનાં વજનને વાસ્તે કેમના મજદા કહી છે. એ વાત ઉપર હીનદોસ્તાનનાં મોબેદો બહેશ બેજા કરે છે તે બેજા છે.

ઉપલી અસલ પરથી છાપેલી ૭૮ રેવાયત ઉપરાંત સુમાલીનાં પારસી સોરાબજી નાનાભાઇ રૂસ્તમજી બાહજીનાં હાથે લખેલી "૭૮ રેવાયત" નામની રેવાયત છે, તેનાં પહેલા પાંના પર કેટલીક કુદરતની સીફારસ લખી છે, અને નીચે મુજબ લખેલું છે કે, "નેકનામ બહેદીનજી ધનજીશાહ ત્યા બીજા મુબેદો ત્યા બહેદીનો મલીને ૭૮ સવાલો દીનનાં લખીને વેલાએત યઝદ ત્યા કેરમાન દસ્તુરો ઉપર લખી મોકલે અને ૭૮ સવાલનાં તેઓએ જવાબ લખી મોકલેહા છે. ફારસીમાંથા હિંદ માં લખેહા છે વીગેરે."

ઉપલાં લખાણથી જણાશે કે, જેમ "સદ્દર" કેતાબનાં લખનારાઓ ઇરાંનનાં દસ્તુરો છે, તેમ ૭૮ રેવાયત નામવાલી કેતાબનાં લખનારાંઓબી ઇરાંન યઝદ અને કેરમાનનાં દસ્તુર મોબેદ બહેદીનો છે. અને એ ઉપલી રેવાયતનાં લખાણ પરથી આપણે સ્પષ્ટ રીતે જોઇ શકીએ છીએ કે, આજની આપણી માફક તે આગળા જમાનામાંબી કેમના મજદા અને સરોશની કુસ્તી માટે મત ફેરીઓ ચાલતી હતી, અને તે માટે ઇરાંન સવાલો પુછાયા હતા. જેનાં જવાબોમાં ત્યાંનાં દસ્તુરો તદન ખુલ્લી રીતે હાથ મોહડું ધોઈ ક્ષનોથર અહુરહે મજદાઓ અશેમ વોહી ૩ થી બાજ સરોસની કુસ્તી કરવા જણાવે છે કે, જે વખતે ઇરાંનમાં કદીમી યા શેનશાહી જેવા જુદા જુદા ટોળા જેવું કાંઇજ હતું નહિ. દરેક એકજ જરથોસ્તી મહજબ પાળનારો ટોળો હતો અને "સદ્દર" કેતાબમાં જે કેમના મજદાથી કુસ્તી લખાયલી છે. તેને માટેબી ખુલ્લું લખે છે કે, સદદરમાં જે કેમના મજદા લખી છે તે બેતની મજમુન (કલી) લાવવા લખી છે. એ વાત ઉપર હીંદોસ્તાનનાં લોકો બહેશ (બંદાશ) જુઠી કરે છે. વીગેરે.

હવે આ લખાણ પરથી વાંચનારી આલમ જોઈ શકશે કે, જે અવસ્તા અભ્યાસીઓ આ સદદર કેતાબનો બીન અર્થ કરી દાખલો આપે છે, તે શું ખરો ને મુસતકીમ કહેવાય? હાલે એ બાબત પર હમો એજ સદદર કેતાબનાં અને બીજી રેવાયતોના બીજા પુરાવાઓ રજુ કરી પછી આગળ બોલીશું.

દાખલો ૨ જો—ચોપડીનું નામ "દબેશતાન" નજર (૧૪) સદદર પાનું ૫૫૦ દરવાજો ૩૯ મો=" જે વારે પાદીઆબ કરે ઇઆને હાથ મોંઢુ ધોએ તેહેવારે મોંઢું બંધ કરે આ વાસ્તે જે મોઢામાં પાણી નહી જાએ અને મોંઢું ધોતી વખતે અશેમવોહી એક પઢે. મોંઢું નુંછીને સરોસબાજ પઢે"

દાખલો ૩ જો—નજર ૧૪ સદદર પાનું ૫૫૫ દરવાજો ૫૪ મો "બામદાદને વકતે સુતો ઉઠીને પહેલો નેરંગ લીએ પછીથી પાણીથી પાદીઆબ કરે ઇઆને હથ મોંઢું ધોએ પછી સરોસબાજ પઢે અગર કોઇ શખસ નીરંગ લીધા વગર અવસ્તા પઢે તો તેહની અવસ્તા ખુદાની દરધાહમો કબુલ નહિ થાએ."

દાખલો ૪ થો—આપણાં મી. એદલજી માદન તા. ૨૨ મી ફેબ્રુઆરી ૧૯૩૯ નાં જામેમાં લખતાં "સદદરે નસર" નો જમાનો ઘણો પુરાણો જણાવી તેનો દાખલો આપે છે કે "સદદરે નસર" માં પણ કેમના મજદાથી શરૂ થતી કુસ્તીની હકીકત આવેલી છે અને એનો તરજુમો જાણીતા ધર્મ અભ્યાસી એર્વદ બમનજી નસરવાનજી ધાભર એમ. એ. પ્રગટ કર્યો છે. વીગેરે પણ એજ કેતાબનાં બીજા ભાગમાં "સદદરે બુન દેહશ" નો તરજુમોબી એજ જાણીતા ધર્મ અભ્યાસી એર્વદ બમનજી ન. ધાભરે નીચે મુજબ કર્યો છે કે જ્યારે મોંઢું ધોવાનું હોય ત્યારે પહેલાં અષેમવોહુ પઢે અને પછી હાથ પર પાણી નાખે અને જ્યારે મોંઢું ધોયું કે કાંઇપણ બોલવું નહિ અને પછી સ્રોસબાજ પઢે અને અહુનેનમ વર્ઈરીમ પઢે યથા અહુ વઇર્યો કેમના મજદા પઢે વીગેરે (પાનુ ૧૫૩—૫૪ બાબ ૮૫ મો ફકરો ૪ થો સદદરે બુનદહેશ) કેમ મી. માદન ઉપલી સદદરે બુનદહેશનો ૮૫મો બાબ આપના વાંચ્યામાં આવ્યો હતો કે નહિ તેમાં સરોસબાજ પહેલાં ભણવા લખી છે તે માટે આપનો શો અભિપ્રાય? એમ કેમ ઓરંગો? શું ઉદવડયાઓ અમણ છે એમ સમજી આવોજ અપક્ષપાતપણાનો દાવો કરો છો કે; આવી અર્ધસત્ય હકીકતોથી ઉદવાડીઆઓ છેતરાય તેમ નથી. વળી મી. માદન આગળ ચાલતાં "નીરંગે-કુસ્તી-બસ્તન"ની સાહદત માટે વધારે ઉકમાઇ લેતા જણાય છે. એવણ સાહેબ જણાવે છે કે" નીરંગે કુસ્તી બસ્તન"નાં ભણતર તરીકે અહુરમજ ખોદાએની કુસ્તી આપવામાં આવી છે, અને તે કુસ્તીનું ભણતર જશમે અવંઘહે મજદ મજદયસ્નો અહમિનાં ભણતર સાથ પુરૂં થાય છે એમ સ્પષ્ટ જણાય છે. અહુરમજ ખેદાએનાં ભણતરની સરૂઆત કરતાં મથાળુ કરે છે કે "નીરંગે કુસ્તી બસ્તન' કતી પુજા વચન વિષેશ અને હોર-મજદ ખોદાએ આપ્યા પછી યથા અહુવઇર્યો ૨) અષેમવોહુ ૧) જસમે અવંઘહે મજદ મજદયસ્નો અહમિથી અએષા અરિત દએન્યાંઓ માજદયસ્નોઇશ આસ્તુઇતીશ સુધી સંસ્કૃતમાં કુસ્તીનું ભણતર આપ્યા પછી છેવટે લખે છે કે, 'કૃત નિશ્ચયતા પરી પુર્ણી' જે દેખાડે છે કે અત્રે કુસ્તીનું ભણતર પુરૂં થાય છે વીગેરે."

આ લખાણમાં શરૂઆત અહુરમજદ ખોદાએથીજ કરવા જણાવેલી છે. એમાં શરૂ-

આતમાં કેમના મજદા ભણવી, યા સરોશની ક્ષનુમન ભણવી, એવું કાંઇજ જણાવેલું નથી તેમજ પાછલ આસ્તુ ઇતીશ પછી અર્ષમ વોહુ ભણવા બી જણાવેલું નથી છતાં 'ફ્રુત નિશ્ચયતા પરિપુર્ણી'' યાને કુસ્તીનું ભણતર પુરૂ થએલું જણાવે છે. આ લખાણનો મી. માદન કેમના મજદાની કુસ્તી કરવાનો અભિપ્રાય આપે છે. કે લખાણમાં કેમનાં મજદા જેવો બોલજ નથી. છતાં એ લખાણ માટે આપણે કબુલ કરીએ કે, એ સંપુર્ણ કુસ્તી કરવા માટેજ લખેલું છે તો એ માટે હંમારો અભિપ્રાયા એવો છે કે, પહેલાં સરોશની ક્ષનુમન ભણી પછી કેમના મજદાથી અહુર મજદ ખોદાએ યથા અહુવઇર્યો ૨) અષેમ વોહુ ૧) જસમે અવંઘહે વીગેરે ભણી તમાંમ કરવી. અને એ "નીરંગે કુસ્તી બસ્તન"નો ખરો અર્થ એજ થાય છે. જ્યારે મી. માદન એને કેમના મજદાથીજ કરવાની ઠોકી મુકે છે અને જો મી. માદન હંમારો ઉપલો અભિપ્રાય નહિજ કબુલ કરતા હોય તો, એ નીરંગે કુસ્તી બસ્તનમાં" લખવા પ્રમાણે કેમના મજદા વગર અહુરમજદ ખોદાએથીજ કુસ્તી શરૂ કરવી જોઇએ! માટે "નીરંગે કુસ્તીબસ્તન" વાલા બેદી લખાણની મી. માદનની કેમના મજદાની કુસ્તી માટેની દલીલ અત્રે જરાબી ચાલી શકતી નથી.

## દાખલો પાંચમો

ઉદવાડામાં અસલ જુજોર્ગો નીરંગદીના વરસ્યો, બોયદેવાની ક્રિયા વીગેરે જેવા મોટા ક્રિયા કામ કરતા, તેની ટુંક હકીકત ભવિષ્યની ઓલાદની જાણ માટે છુટાં છુટાં કાગળમાં યા તેવી બે પાંચ પાનાની ચોપડી પર લખી રાખતા હતા અને એવા કેટલાક ક્રિયાના અસલ હસ્ત લેખો આજેબી ઉદવાડામાં ઘણુંક ઠેકાણું જળવાયલા છે, તેમજ ઉદવાડામાં ઉનવાલા કુટુંબના વડીલો યજશને, વંદીદાદ વેસ્પરદ યશ્ત ખોરદેહ અવસ્તાઓ અને બીજી ક્રિયાઓને લગતાં પુસ્તકો અને વંદીદાદના મોટા મોટા પોથાઓ હાથે લખી તૈયાર કરી સુરત નવસારી જઇ વેચી તેનો એ રીતે વેપાર કરતા હતા. તેવી વડીલોને હાથની નીરંગદીન, વરસ્યો, બોયનો ચક, વીગેરે ક્રિયાઓની એક ચોપડી હમારા કબજામાં આવી છે, તેના સાલ પરથી તે ૧૦૪ વર્ષની પુરાણી છે. તેના ઉપલા પાના પર પાદીઆવ કુસ્તી કરવાની તરીકત જણાવેલી છે તે ઉપરનું લખાણ હમો નીચે અસલ ભાષામાંજ રજુ કરીએ છીએ.

પારસી સને ૧૨૦૩ રોજ ૧૪ મો મહા ૫ મો વાર બોમે પુરસેસ એજે=હાત મુહ શા રવેથી ધોવા ઘટે. જવાબ દીધો જે=પાક પાણીથી પ્રથમ હાથ બેહુ ધુંટી લગી વાર ૩) ધોએ પછે દાબે હાથે જમણો હાથ કોપર લગી વાર ૩ ધોએ, પછી જમણો અને દાબો પગ, ધુટી, એડી, સુધાં વાર ૩) ધોએ પછી મોહું, હાથ લુછી મોંહ, હાથ, ધોઆની બાજ પઢે

અશેમવોહુ ૩) ફરૂઅરાને ઘેહ (જે હુઈ તે પઢે જાવત) સરોશ બાજ તમામ કેરબા મુજદ લગી પઢે એ કુસ્તી કરે. પછે જે દીનનું કામ કરવું હોય તે કરે તે રવા છે. જો બીના હાથ મોહે એ બાજ પઢે તે દેવને પુગે તેથી મોહ હાથ રૂમાલે ખોશ કરે અશેમવોહુ ૩) થી પઢે જે માહેમે કમાલ છે તે અકકલથી પીછાને છે બે અકલ સાહેબો છે તે એ વાતને કેતાબથી પીછાનતા નથી.

ઉપલું લખાણ મુખ્ય હાથ મોહડું ધોવાની તરીકત માટે લખેલું છે કે તે કરીને કુસ્તી કેમ કરવી તે ખાસ જાગતમાં લખેલું છે, કારણ કે, તે વખતે સરોશની ક્ષનુમનની કુસ્તીનો રિવાજ જાયજ હતો એટલે બધા જાણતાજ હતા, કે સરોશનીજ કુસ્તી કરવી તે માટેજ

બાબત લખ્યો છે. વળી એમાં પાછું ખુલ્લું જણાવેલું છે કે "જો બીનાં હાથ મોંએ એ બાજ પડે તો દેવને પુગે તેથી મોંહ હાથ રૂમાલે બોક્ષ કરી અર્શુમ વોહુ ૩ થી પઢે."

વળી એમાં એમ બી લખેલું છે કે, "જે સાહેબે કમાલ છે તે અક્કલથી પીછાને છે (અને) બે અક્કલ સાહેબો છે તે એ વાતને કેતાબોથી પીછાનતા નથી."

આ ઉપરથી ખુલ્લે ખુલ્લું જણાઇ આવે છે કે, આજે ૧૦૪ વર્ષ પરખી ઉદવાડામાં સરોસની ક્ષ્નુમનની કુસ્તીનો રિવાજ ચાલુજ હતો.

દાખલો ૬ ઠો—"દારાબ પાલણનું ફરજીયાત નાંમુ" કે જે ચોપડીનાં દાખલા કેટલાક અભ્યાસીઓએ ઘણાજ ઉકમાઇથી આ બાબદમાં ટાંકયા છે. છતાં તેનાં ૨૩ મે પાને કેટલીક કુસ્તીની ફીલસુરી લખેલી છે તેમાં નીચે **બીજી મરતબે સરોસ બાજ પઢે** એમ મોગમ લખેલું છે. એ પરથી ખુલ્લું અનુમાન થઇ શકે છે કે, પહેલાં સરોસની કુસ્તી કરી પછી બીજી મરતબે સરોસ બાજ પઢવી જોઇએ.

ઉપલાં લખાણો અને બીજા દાખલાઓ તેમજ રેવાયતોનાં લખાણો ઉપરથી એટલું તો ખુલ્લું જણાય છે કે, ઇરાંનથી જે રેવાયતોમાં સવાલ જવાબ પુછાવ્યા છે, તેમાં શેનશાહી યા કદીમી ટોળા જુદાજુદા હોય, એવો તે માટે કશોબી ઇસારો યા શેનશાહી કદીમીનો કશોબી તફાવત કેઠે પણ જણાવ્યો નથી. આજ લગભગ ૨૦૦ વર્ષ થયાં હિન્દુસ્તાનમાં આ કુસ્તીની મતફેરીને લીધેજ શેનશાહી અને કદીમી ટોળો છુટો પડેલો લાગે છે. અસલ "સદદર" કેતાબનાં લખાણની બેતબાજીનો આવો બીન અર્થ કરી તેનાં આધરે કેટલાકો કેમના મજદાની કુસ્તી કરવા લાગ્યા, અને કેટલાકો સરોસની અસલ કુસ્તી ચાલુ રાખી કરતા રહ્યા. ત્યારેજ તે કારણોની મતફેરીને લીધેજ ઉપલા સવાલો હિન્દુસ્તાનથી ઇરાંન પુછાવ્યા હતા. તેથીજ ઇરાંનથી તેનાં જવાબમાં ખાસ લખી મોકલે છે કે, "બાજે હિન્દુસ્તાનનાં મોબેદો ૩૯ નાં દરવાજાથી બહેશ ("બહેશ") કરે છે તે બેજા છે. જે ઇરાંનનાં દસ્તુરોહે "સદદર" જોડી છે અને બેત કીધાં છે તે **બેતનાં મજમુન લાવવાને વાસ્તે કેમના મજદા કહી ગયા છે એ વાત ઉપર હિન્દુસ્તાનનાં મોબેદો બહેશ જુઠ્ઠી કરે છે તે બેજા છે."**

આ ઉપલાં વાકય પરથી વદન સ્પષ્ટ માલમ પડે છે કે, "સદદરે બહેરે તાવીલ" કેતાબમાં પાને ૨૬૬ બાબ ૩૯ માં, પાનું ૩૪૨, બાબ ૫૪ માં, પાનું ૪૪૮ બાબ ૮૪ માં, જે કેમના મજદાથી કુસ્તી કરવાનું જણાવેલું છે, તેનો અર્થ ખોટો કરવામાં આવ્યો છે. કારણ કે જ્યારે "સદદર" કેતાબ માટે ઇરાંન ૭૮ સવાલોની રેવાયતમાં લખી પુછાવવામાં આવે છે ત્યારે તેમાં એમ ખુલ્લું જણાવે છે કે, "સદદરે કેતાબ" લખનારા દસ્તુરોએ બેતબાજી રચવા માટે કેમના મજદા લખી ગયા છે. અને પાછું ભાર મુકીને જણાવે છે કે, એ પર **હિન્દુસ્તાનના લોક બહેશ જુઠ્ઠી કરે છે, તે બેજા છે.**

આવી ઉલટી રીતે "સદદરે" કેતાબનાં લખાણનો અર્થ કરી આજનાં અભ્યાસીઓ કેમના મજદાની કુસ્તી માટે "સદદર" કેતાબનો મોટો ધરખમ દાખલો આપવાની ખોટી ઉકમાઇ લે છે પણ ઇરાનમાં સદદરનાં જમાનામાં અને ત્યારપછીબી કેમના મજદાની કુસ્તી હતીજ નહિ, તે ઉપલા દાખલાઓથી દરેક ઠેકાણે કેમના મજદાને બદલે "સરોશબાજ" લખેલી સાબેત થાય છે, અને અસલ એજ રીતે દરેક લખાણો બેતબાજીને લીધે મોગમ

રચાયલાં છે. જેવી રીતે મી૦ મોહન નેરીયોસંઘ ધવલના સંસ્કૃત લખાણમાંથી, "નીરંગે કુસ્તી બસ્તાન"નો દાખલો આપે છે, તેમાં કુસ્તી અહુરમજદ ખોદાએથી કરવા જણાવેલી છે. તેમા કેમના મજદા ભણવી કે નહિ-યા બીજું કાંઇ ભણવા જણાવેલું નથી. તેવી રીતે બેતબાજીમાં "સરોસબાજ" ને ટુંકમાં કેમના મજદા લખેલી છે. એ બદલ મુલ્લા ફીરોઝબાન મુલ્લા કાઉસ અને શ્રી ભરૂચના દસ્તુર અસપંદીયારજી કામદીન વચ્ચે કબીસાની તકરાર થઇ હતી. તેની ચર્ચા તા. ૧૨ મી ઓગષ્ટ અને બીજા મહીનાઓમાં સને ૧૮૨૬ ના મુંબઇ સમાચારમાં થઇ હતી, તેમા મુલ્લા ફીરોઝે દબેસ્તાનમા "સદદર"ના ૩૯—૫૪—ત્થા ૮૪ માં દરવાજામાં કેમના મજદાનો અર્થ સરોસબાજ તરીકે કર્યો હતો, તેની સામે દસ્તુર કામદીનજીએ વાંધો જણાવ્યો હતો. તેના જવાબમાં મુલ્લા ફીરોઝ લખતાં જણાવે છે કે, "દસ્તુર સાહેબે પોતાની કેતાબમાં જાહેર કીધું છે કે, "દસાતીર ત્થા દબેસ્તાન" એકજ છે. અને તેહ હમોએ વાચી છે તે મધે સગ્દર કેતાબના ૩૯મા, ત્થા ૫૪માં, ત્થા ૮૪માં દરવાજામાં કેમના મજદા લખેલા છે. સરોસબાજ કરી છાપી લોકોને ગુમરાહ કરે છે, "હેનો જવાબ એ છે જે"—હાલતો દસ્તુર મથકુરે દશાતીર ત્થા દબેસ્તાનને ઓળખી નથી, અને વાંચીબી નથી, તેથી કરી બંધેને એક કરી ગણે છે. એ ઉપરથી ધાર્યામેં આવે છે જે દસ્તુર દશાતીર ત્થા દબેસ્તાન એ બંધેને એક ઠરાવીચ તે ઘણું અજબ છે, અને એ બાબે તો દસ્તુર ઉપર શોખન છે, કાંય જે જે દસ્તુર દસાતીર કહી અને દબેરતાન કહી છે, તેટલુંબી નથી સમજી શખેઆ તે સાથે વલી દબેશતાનમો સદદરનાં ૩૯માં તથા ૫૪માં તથા ૮૪માં દરવાજેમાં કેમના મજદાની જગા સરોસબાજ લખીય તેનો પહાડ જેવો દપકો છપાવ્યોચ તો તેનો અંદેશો નથી. તેનો બાયસ એ છે જે **સરોસબાજને કેમના મજદા કરી બોલે છે.** હવે એ વાત ખરી છે. જે દસ્તુર જાદાને ભરૂચથો મુંબઈ જવાબ મોકલવાને દુર પડયું, તો દસ્તુર સાહેબ હેવા ઇરતેલાહને ઇરાંન કયાં ચોકશ કરવા જાય, ફેરે અરવેજગાના કેટલાઓ ઇરતેલાહી નામ આજે મોજુદ છે. અગર તેબી જાહેર કરવા હોકમ યશે તો હાજર છીએ **અને દસ્તુર સાહેબને માલુમ નથી જે કે, કેટલાએક રસમી લોકો પાદયાબ કરી સરોશબાજ પડે છે તેનાંને કોને ફરેબ દીધો** તે પુછો.

આ ઉપરથી આપણે અનેક રીતે પુરવાર કરી શકીશું કે અસલ રેવાયતો અને સદદર વીગેરે બીજી કેતાબોનો ભાવાર્થ કરવાને માટે અસલથીજ મોટા ઓલમાઓ વચ્ચે મોટી મતફેરીઓ અને તકરારો ચાલુ થતી આવી છે. અને આ ઉપલા બંને દસ્તુરોએ પોતાનાં જ્ઞાનનું સર્વોપરીપણું બતાવ્યું છે, તો આજનાં અવરતા અભ્યાસીઓ શા આધારે આ ખરૂં છે, અને ખોટું છે. અને આ શહેનશાહીઓ માટે નથી, ને કદમીઓજ માટે છે. એમ બોલે છે? અને શા આધારે કેમના મજદાની કુસ્તી ખરી છે, ને સરોસની કુસ્તી ખોટી છે એમ પુરવાર કરવા બહાર પડયા છે? અને કેમના મજદાની કુસ્તી ખરીજ છે એવો દાવો શા આધારે કરે છે? ઉપલા દાખલાઓથી અને એઓનીજ ચોપડીઓની સાહેદતોથી આ અવરતા અભ્યાસીઓનાં અભિપ્રાયો તદન વજુદ વગરનાં ઠરે છે. કેટલાક સાહેબો "અષેમવોહુ" અને "અષેમ વોહી"નાં આધારે આ લખાણોને એ તો કદીમી માટે છે, એવું જણાવે છે, પણ હમો જણાવ્યે છીએ કે, જે વખતે ઇરાંનમાં આ સવાલો પુછાય છે, તે વખતે ઇરાંનમાં કદીમી ટોળો જુદો હોય, અને શેનશાહી ટોળો જુદો હોય, એવું કશુંજ હતું નહિ. આખો ટોળો એકજ હતો. ઉપલી

૭૮ સવાલોની રેવાયતમાં "અષેમ વહી" લખેલું છે, બીજગમ દબેસ્તાનમાં "અશેમવોહી" લખેલું છે, જ્યારે "સદદર નસર" અને "સદદરે બુનદહેશ"માં ફારસીમાં અશેમ વોહુ લખેલું છે. આવી ત્રણ ચોપડીઓમાં ત્રણ જાતનું જુદું જુદું લખેલું છે. તો શા આધારે લખનારાંઓ કહેવા નીકળે છે કે, આ કદીમી માટેજ લખેલું છે. ને શેનશાહી માટે નથી. આ રેવાયતોમાં કદીમી યા શેનશાહી બોલતો કેથે વાપડવામાં આવ્યોજ નથી. તો એ કદીમી છે એમ શા આધારે કહી શકાય ? જો કે કદીમી રિવાજ પ્રમાણે ભણવાની રૂઢીમાં કાંઇક ફેરફાર છે છતાં અસલ સરોશની બાજથીજ કુસ્તી કરવાની રૂઢી કદીમીમાં જળવાઇ રહેલી છે એ ઉપરથી આપણે સમજી શકીએ છીએ કે, કુસ્તીમાં સરોશની ક્ષ્નુમનની રૂઢી અસલથીજ જાયજ છે. માટે તેથી એમ નથી કે કેમના મજદાની કુસ્તી ખરીજ છે ને સરોસની કુસ્તી ખોટી છે. કુસ્તી કરવી એ દરેક જણની પોતાની મરજીની મતા છે. માટે કુસ્તી કેમ કરવી, કેવી કરવી,. એ દરેક જણની પોતાની ખુશીની અને કુસ્તી કરનારનાં અંતકરણ (Conscience) ની વાત છે. એમાં કોઇને પણ વચમાં પડવાનો હક્ક નથી. સિવાય કે, જે ચાલુ રિવાજી કુસ્તી થાય છે. તે કુસ્તીનાં ભણતરમાંથી કોઇ અવસ્તા ઓછા થતા હોય ! અથવા કુસ્તી કરવાની તરીકતમાં કાંઇ ફેરફાર થતો હોય ! તો તેવા કોઇ ફેરફાર માટે અને ઓછા અવસ્તા માટે વાંધો લેવામાં આવે તો તે વાજબી કહેવાય ! અહીં તો કુસ્તીનાં અવસ્તા ઓછા થવાને બદલે અસલ રિવાજી કુસ્તીનું ભણતર જેમનું તેમ કાયમજ રહી. ઓરબી સરોશની ક્ષ્નુમન તો વધારામાંજ ભણાય છે. અને એ કુસ્તીનું ભણતર વધારે હોવાથીજ હનારા હેતનાં કટકાઓને જરા ગમતું નથી. માટે આ કુસ્તીની મુજાહેમત કરનારાઓમાંના કેટલાકોએ પોતાના અંગત કારણોને લીધે "સરોજબાજ" ની કુસ્તી સામે જેહાદ ઉઠાવી છે. મજકુર પુરાવાઓથી ખુલ્લું પૂરવાર થાય છે કે જે સરોશની ક્ષ્નુમનની કુસ્તી થય છે. તે તદન અસલીઅત પ્રમાણે ખરી છે. અને રિવાજી કુસ્તી કરતાં વધારે સંપુર્ણ છે માટે દરેક જરથોસ્તીએ સરોશનીજ કુસ્તી કરવી એ જરથોસ્તીઓની આઇન ફરજ છે.

મી૦ માદન અને બીજાઓ સરોશની ક્ષ્નુમન માટે સવાલ પુછે છે કે, "સરોશની ક્ષ્નુમન નહાવાની બાજમાં, નખ અને બાલ પહરેજવાની નીરંગમાં, ગહેસારણાની બાજમાં, કુસ્તી કાપવાની નીરંગમાં લાશ પછવાડે જનારાઓએ લેવી જોઇતી બાજમાં, અને પતેતોમાં સચવાઇ રહેલી છે. ત્યારે શેનશાહીઓની કુસ્તીનાં ભણતરમાંથી કેમ નીકળી જવા પામી ? વીગેરે."

એ નીરંગ કુસ્તીમાંથી કેમ નીકળી જવા પામી છે, તે હમોએ ઉપર રેવાયતો અને બીજા દાખલાઓ પરથી સિદ્ધ કરી આપ્યું છે કે, રેવાયતો અને "સદદરે" વીગેરે કેતાબોની બેતોનાં ઉકેલ કરનારાઓએ કેવા ઘોંટાલા કરી સરોશ બાજને કેમના મજદાજ ઢોકી મૂકી છે, અને રેવાયતોવાલા જમાનામાંબી આવી મતફેરીઓ થવાને લીધે તેઓએ ઇરાંનથી સવાલો પુછાવતાં ૭૮ રેવાયતો અને બીજી કેતાબોમાં કેવા જવાબો મલ્યા છે તે આપણે પુરતી રીતે ઉપર જોયું છે. તેમજ આજનાં અભ્યાસીઓએબી ઢાલની એકજ બાજુ તપાસી જાહેરમાં પોતાનાં અભિપ્રાયો જેમ ગમે તેમ આપ્યા છે, તે પણ હમોએ ઉપર જણાવ્યું છે. તો હવે "સરોશની ક્ષ્નુમન" કુસ્તીમાંથી કેમ નીકળી જવા પામી છે તે આપણા અભ્યાસીઓ ખુલ્લી રીતે જોઇ શકશે ! છતાં સરોશની કુસ્તી એકદમ સદન્તરજ જરથોસ્તી

ટોળામાંથી નાબુદ થઇ ગઇ નથી હજી કદીમી ટોળામાં જાયજ છે, એમ આપણા મી. મોહન સાહેબ પણ કબુલ કરે છે. તો હવે હંઓમોળી સવાલ પુછીશું કે, કદીમી ટોળો કયાંથી આવ્યો ? અને કદીમી ટોળો સરોશની કુસ્તી કરવાનું ફરમાન કયાંથી લાવ્યો ? શું કદીમી ટોળાના અને શેનશાહી ટોળાના પયગંમ્બરો જુદા જુદા હતા ? શું કદીમી ટોળો જરથોસ્તી ધર્મ પાળતો નથી ! શું તેઓનો ધર્મ જુદો છે. શું ઇરાનમાં શેનશાહી અને કદીમી ટોળા બે જુદા જુદા હતા-?

જે કદીમી ટોળામાં સરોશની કુસ્તી જાયજ છે તે અસલ ઇરાંનમાં જાયજ જ હતી. તેના નામ ઠામ સાથે રેવાયતોના દાખલા હમોએ ઉપર ટાંકયા છે કે જ્યારે ઇરાંનમાં એકજ જરથોસ્તી ટોળો હતો. ત્યાં કદીમી ટોળા જેવો જુદો ટોળો હતોજ નહિ. કારણ કે એમ જો હતે તો, રેવાયતોમાં ખુલ્લું જણાવ્યું હતે કે, કદીમીઓ એમ ભણે છે અને શેનશાહીઓ એમ ભણે છે. પણ આપણે આગળ જોઇ ગયા છે, તેમ ધર્મના કેટલાક રીતરિવાજો આપણામાંથી તદ્દન નાબુદ થયા છે, અને કેટલાક રીત રિવાજો અધુરાપણામાં આવી ગયા છે. તેજ રીતે કેમના મજદાની કુસ્તીનો સરોશની ક્ષ્નુમનનો આગળો પાછળો ભાગ રેવાયતો અને "સદ્દર" કેતાબના ઉકેલની મતફેરીને લીધે ભૂલાઇ ગએલો છે. એમ ઉપલા જુના લખણોની સાહદતોથી સાબેત થાય છે, છતાં એક અવસ્તા અભ્યાસીની નજરે એટલું તો ખુલ્લું છે કે અવસ્તામાં કોઇપણ અવસ્તાની નાની યા મોટી નીરંગ તેના મંડાણ યા તેની ક્ષ્નુમન વગર ભણાતી માલમ પડતી નથી, તો કેમના મજદા જેવી મોતેબર નીરંગ જે ખાસ ગાથાના "હા" અને વંદીદાદનીજ બનેલી છે તેજ ક્ષ્નુમન વગર કેમ ભણી શકાય ? એ એક વિચારવા જોગ સવાલ છે ! !

## શું હમકલામનો કાયદો કુસ્તીમાં સમાયલો છે ?

આપણા કેટલાક અવસ્તા અભ્યાસીઓ કે, જેઓ યોજદાથ્રેગીરી કદાચજ કરતા હોય, તેવા કેટલાક અભ્યાસીઓ યોજદાથ્રેગરીના "હમકલામ"નો કાયદો સમજાવવા બહાર પડયા છે, અને એવી દલીલ કરે છે કે કેમના મજદાની કુસ્તીથી ને સરોશની ક્ષ્નુમનની કુસ્તીથી થએલી ક્રિયાઓ અને કેબ્લાઓ "અવાવ" કહેવાય છે. જરથોસ્તી ધર્મની ભેદી, ગુલંદ, અને સયન્ટીફીક ક્રિયામાં અને ભણતરોમાં "હમકલાંમ" કોણને કહેવું અને હમકલામ કેમ થાય ? તે સમજવાની જેઓ શકિત ધરાવતા નથી. જેઓને જે ક્રિયા કેમ થાય છે તેનો સ્વપ્નો નથી, તેવા કેટલાકો બીન સમજવે વર્ષોથી પરથાએલા કેબ્લાઓને અને વર્ષોથી થતી આવેલી ક્રિયાઓને એક જાહેર છાપામાં કોમ પરકોમમાં "અવાવ" અને "નારવા" કહેવાની સરકશી કરે છે. એ એક અથોરનાન જાહા માટે દિલગીરી ભર્યું કહેવાય ! હમકલામનો ખરો અર્થ શું થાય છે ? અને હમકલાંમ કોણને કહેવાય છે, તે કોઇ સમજાવશે ? શું બે જણ પાદીઆવ જુદી જુદી જાતની કુસ્તી કરે તે હમકલાંમની ક્રિયા કહેવાય છે ? કેમના મજદાની કુસ્તી અને સરોશની કુસ્તી જુદી જુદી કરે તેમાં શા આધારે અને શું કારણોને સર ક્રિયા અવાવ ને રદ કહેવાય છે ? એમાં "હમકલાંમ"નો કાયદો શું સંબંધ ધરાવે છે ? જો કેમના મજદાની કુસ્તીવાલાએ કરેલી ક્રિયાપર સરોશની કુસ્તીવાલો ક્રિયા કરે તો તે ક્રિયા અને કેબ્લો "અવાવ" કહેવાય ? અને તેવી બે જાતની કુસ્તીથી "હમકલાંમ"નો કાયદો નહિ ચાલી શકે ? ! આ તે

કેવી દલીલ ! આ બાબદ પર હંમો ઘણા ખુલાશાથી લંબાણ બોલી શકીએ એમ છે, પણ અત્રે સ્થળ સંકોચને લીધે એકજ જાહેર દાખલો આપીશું કે,

જ્યારે ઇ સ. ૧૯૧૦ માં શ્રી કલકત્તા શહેર ખાતે અનજુમનનું નવું દોખ્મું બંધાવાની હિલચાલ ચાલી અને નવું દોખ્મું બંધાવવાનું નક્કી થયું; ત્યારે તે દુઃખમાનાં પાયાનાં તાણાંની ક્રિયા, અને દોખ્માને પુજવાની ક્રિયા કરવા માટે ત્યાંનાં શેનશાહી અને કદીમી મોબેદો વચ્ચે તકરાર ઉભી થઇ, શેહેનશાહી વાલાઓએ કહયું કે, અનજુમનનાં દોખ્માનાં પાયાનાં "તાણા" ની ક્રિયા કરવાનો અને દોખ્મું પુજવાનો હંમારો હક છે. અને કદીમી વાલાઓ કહે કે, એ બેઉ ક્રિયા કરવાનો હમારો હક છે એ બદલ મોટો ઝઘડો ઉભો થયો. એ માટે કલકત્તાની અનજુમનની સભા મળી તેમાં બેઉ પંથવાલાઓનો હક સરખોજ થયો, પણ બેઉ જુદા જુદા પંથવાલા અને જુદી જુદી રશમવાલા અને વળી જુદી જુદી સરોશની અને કેમના મજદાની કુરતીવાલા તેઓ બેઉ જો ક્રિયા કરે તો તે ચાલે કે એવી બેઉની ભેળ ક્રિયાથી દોખ્મું "અવાવ" થાય કે કેમ ? એવો સવાલ ઉત્પન્ન થયો એ માટે દેશે દેશનાં કદીમી અને શેનશાહી એરવદો અને દસ્તુરોનાં અભિપ્રયો પુછાવ્યા. તેમાં તેઓનો એવો અભિપ્રાય આવ્યો કે, બેઉ પંથવાલા સાથે ભેગા મળી ક્રિયા કરે તો કોઈ જાતનો વાધો નથી. યાને સરોશની કુરતીવાલા અને કેમના મજદાની કુરતીવાલા "હમકલામ" ની દોખમાની પાવમહેલની ધાર્મીક ક્રિયા કરે તો, તેમાં કોઇ જાતનો વાંધો નથી. દેશાવરોનાં દસ્તુરોનો એવો અભિપ્રાય મલવાથી કલકત્તાની અનજુમને એવું ઠેરવ્યું કે, કદમીવાલાઓએ દોખ્માના પાયાની તાણાની ક્રિયા કરવી, અને શેનશાહીવાલાઓએ એજ કદમીવાલાઓનાં ક્રિયાથી પુરાયલા તાણાની ક્રિયા પર જે દોખ્મું બંધાઇને તૈયાર થાય, તે દોખ્મા પર શેનશાહીવાલાઓએ છજવાની ક્રિયા કરવી. એવું નક્કી થયાથી કદીમી અને શેનશાહી બેઉ પંથવાલાઓએ ભેગા મળી દોખ્માની માહા-ભારત અને ધાર્મીક ક્રિયા કરી હતી. એ માટે મુબેદ મહેરવાનજી ખુરશેદજી બહેરામ કામદીન દસ્તુરવાલાં "અથોરનાન નામા" માં પાને ૮૧૩ મે નીચલી નોંધ મળે છે.

(૧) આ દસ્તુરજી સોરાબજીનાં ૪ થા નબીરા એરવદ એદચશાહ બહમનજી દસ્તુર જેઓશ્રી કલકત્તા ખાતે ઇ. સ. ૧૯૧૨ માં અનજુમનનાં ઉધરાટથી નવું દોખ્મું બંધાયું તે સંપુર્ણ ક્રિયા મરહુમ શેઠ રૂસ્તમજી કાવસજી બનાજી અને મરહુમ શેઠ ધનજીભાઈ બહેરામજી મહેતાની દરેમહેરે કદીમી અને શેનશાહી ભેગા નીમે ભાગે અનજુમનનાં ઠેરાવ અને દેશાવરોનાં એરવદો દસ્તુરોનાં લેખીત મતોના ટેકા સાથે વહેંચણી કરી ક્રિયા કામ કરવામા આવ્યું હતું જેમાં કદીમીમાં નીચે મુજબ ક્રિયા કરવાની.

૧. દોખ્માનાં પાયાની સંપુર્ણ ક્રિયા.
૨ તાણો પુરવાની ક્રિયા,
૩. દોખ્મું પરથવાનું વધારાનું જશન.

## શેનશાહીવાલાઓએ કરવાની ક્રિયા.

૧. દોખ્માનાં પાયાની શરૂઆતની ક્રિયા વખતે જશન વધારાનું.
૨. દોખ્મું બંધાય તે પરઠવાની
૩. દોખ્મું પરથવાની જશનની ક્રિયા વીગેરે.

આ ઉપલા મુસ્તકીમ દાખલા ઉપરથી પેહલા સરોશની કુસ્તી કરનારા અને કુમના મજ-દાની કુસ્તી કરનારા અને જુદી જુદી કુસ્તી કરનારાઓ જે ક્રિયા ઉપર ક્રિયા કરે અને જે કુમલા ઉપર ક્રિયા કરે તે અવાવ ને નારવા કહેવાવ એવો અભિપ્રાય આપનારા અવરતા અભ્યાસીઓ આંવી દોખ્માઆમાંની ક્રિયા જેવી મોતેબર અને બુલંદ ક્રિયાઓ જે જુદી જુદી જાતની કુસ્તી-વાલાઓએ અને જુદી જુદી રશમવાલાઓએ કરી છે, તે માટે આપ સાહેબો આપનો શો અભિપ્રાય આપશોજી ? શું આ દોખ્માં માટે બે જાતની કુસ્તીવાલાઓથી તાણાની ક્રિયા અને ઇજવાની ક્રિયા જુદી જુદી રીતે થઈ છે, તે દોખ્મું "અવાવ" કહેવાયું કે? અને તે ૧૯૧૦થી આજ સુધી તેમ ચાલ્યું છે, અને આજે પણ ચાલે છે તે ખોટું કે!

માટે મારા અથોરનાન ભાઇઓએ પુરતી તહેકીત વગર પાવ—અવાવ—ને નારવા એવા બોલો કયાં વપરાય અને કયાં લખાય તેની પુરતી સંભાળ રાખવી જોઇએ! જો આજે કમ-નશીબ અથોરવાન ટોળા નામોશીમાં આવ્યો હોય, અને પોતાની કિર્તીને ઝાંખ લગાડી અપકિર્તીએ પુગ્યો હોય, અને પોતાનાં જજમાનોનું માન ખોઇને હિનપસ્તીમાં આવ્યો હોય તો, તે આજે અભણતાથી નહિ પણ આજનાં આ શીખેલા ભણેલામાં ખપતા અભ્યાશીઓના આવા ઉતાવલ્યા અને અવિચારી અભિપ્રાયોનેજ આભારી છે, કે જે ધામીંક તકરારોને જાહેરમાં જેમ ગમે તેમ ચર્ચીને જજમાનોમાં બેદીલી ઉપન કરે છે. ખુદા મારા અથોરનાન ભાઇઓને નેક બુદ્ધિ બક્ષો!



[ હમારા ઉપલા લખાણનો જવાબ મી. એદલજી ફરામજી માદને તા. ૫ મી તથા ૧૨ મી ઓગષ્ટ ૧૯૩૯ના જામે જમશેદમાં આપ્યો હતો તેનો હમોએ નીચે મુજબ જવાબ આપ્યો હતો પણ એડીટરે એ ચર્ચા બંધ કરી નાખેલી હોવાથી, તે પ્રગટ થયો નથી. ]

# સરોશની ક્ષ્નુમન સાથની કુસ્તી
## અને
# કેમના મજદાની રિવાજી કુસ્તી.

### મી. એદલજી ફરામજી માદનને એરવદ નોશેરવાન ન. ઉનવાલાનો જવાબ.

મી૦ ઍડીટર—

જત આપના માનવંત પત્રમાં આ હમારો ખુલાશો એક જાહેર અને પારસી કોમના સ્વતંત્ર છાપા તરીકે વાજબી ઈનસાફને ખાતર પ્રગટ કરી હમોને આભારી બનાવશોજી.

આપના ગઈ તા. ૫ મી તથા ૧૨ મી ઓગષ્ટના અંકોમાં મી. એદલજી ફરામજી માદન હમો પર અંગત ટીકાઓ કરી, એક લંબાણ લેખ લખી હમારી વાજબી દલીલો સામે, "આતો સત્તાદાર ચોપડી નથી, આનો તરજુમો કાંઇ ખરો નથી, આતો તરજુમો કરનારે જાણી જોઇને લખેલું છે, આ તરજુમા તો અચોકસ છે વીગેરે" પોતાના મનમાંથી ઉપજાવી કાઢેલા અભિપ્રાયો આપી હમોને ખોટા પાડવાની અને જાહેર આલમને ખોટે રસ્તે દોરવવાની પેરવી કરે છે, માટે અધિપતીરાજ, મી. માદને પોતાની કીધેલી દલીલોમાં સપડાઇ જવાથી મારી સરોશની ક્ષ્નુમનની કુસ્તીની ખરી દલીલોને ખોટી પાડવા એમણે કેટલીક જીકર કીધી છે, તેનું ખરું ખોટું તોલ વાંચનારી આલમ કરી શકે, તેટલા ખાતર હમારો નીચલો ખુલાશો આપના માનવંત બહોળો ફેલાવો પામેલા પેપરમાં પ્રગટ કરી હમોને સત્ય ઈનસાફ આપવાની મહેરબાની કરશોજી.

### અંગત એતેકાદની તપાસ.

મી૦ માદન ગઇ તા. ૫ મી આગષ્ટના જામે જમશેદનાં લખાણમાં હમારી અંગત એતેકાદની તપાસ લેતાં જણાવે છે કે, "થોડાંક વર્ષોથી શહેનશાહી ટોળાના ઉદવાડેનાં કેટલાક અથોરનાન સાહેબોએ બાપદાદાનાં તરીકાથી ઉલટા જઇને ધર્મનાં લખાણની કોઇપણ જાતની ખાત્રીપુર્વક સાહદત વીના સરોશની ક્ષ્નુમન સાથની કુસ્તી કરવા માંડી છે અને તે માટે તેઓ ઇલ્મે ક્ષ્નુમ આગળ ધરે છે અને તેની પાછળ રહી પોતાનો બચાવ શોધે છે. વીગેરે."

જો કે મી૦ માદન લખે છે કે, "ઇલ્મે ક્ષ્નુમને આગળ ધરી પોતાનો બચાવ શોધે છે." પણ ખરી રીતે ઇલ્મે ક્ષ્નુમ માટે હમોએ એક શબ્દ પણ હમારા લખાણમાં લખ્યો નથી છતાં એ શબ્દો આપનાં મગજમાં કયાંથી ઘુસી ગયા છે એ હમારી મોટી અજાયબી છે! કારણ કે, મે મારા લખાણમાં અસલ દલીલો સીવાય ઇલ્મેક્ષ્નુમનો જરાબી આધાર લીધો નથી. છતાં જ્યારે મી૦ માદન હમોને "ઇલ્મેક્ષ્નુમ આગળ ધરી બચાવ શોધે છે એવું જણાવે છે, ત્યારે હમોને ઇલ્મેક્ષ્નુમ માટે અત્રે ઘટતો ખુલાસો કરવાની ફરજ પડે છે કે, ઇલ્મેક્ષ્નુમનાં જ્ઞાને હમોએ કોઇને કુસ્તી કરવાની ફરજ પાડી નથી, આ ઇલ્મેક્ષ્નુમે પોતે પોતા તરફથી સરોશની કુસ્તી ઉપજાવી કહાડી નથી. પણ

ઇલ્મેક્ષ્નુમે એટલુંજ કર્યું છે કે, જે બાબદો અસલ્યાતમાં હતી; અને જમાનાની ગિઃદેશને લીધે અંધારાંમાં ઢંકાઈ રહી હતી. તે પર એક લાઇટ મીશાલ રોશની ફેંકી અસલમાં આ ચીજ પડેલી છે તે જુઓ એમ બતાવી આપ્યું છે. અને કેટલીક બાબદો અંધારામાં હતી તેને પોતાનાં ગ્નાનના પ્રકાશે અજવાળામાં આણી આપી છે. અને જે ઇલ્મેક્ષ્નુમનાં પ્રકાશથી હમારે ત્યાંનાં અસલ જૂના રિવાજોનો અભ્યાસ કરતાં હંમારી પક્ષનાઓને એવું માલમ પડયું કે, કેટલાક રિવાજો હંમારે ત્યાં પણ અસલ્યાતમાં પડેલા આજે કાંઇક ઢંકાઈ ગયા છે, તે માલમ પડવાથી કેટલાક ખરા અસલ રિવાજો હંમોએ ત્યાર બાદ સંપાદાન કર્યા છે, એમાં હંમોએ કોઇ જાતનું નવું કાંઇજ કર્યું નથી, તેમ ઇલ્મેક્ષ્નુમે હંમોને કાંઇબી નવું કરવાની ફરજ પાડી પણ નથી; અને હંમો આજે મગરૂરી સાથ કહીએ છીએ કે, જે સરોશની ક્ષ્નુમની કુરતીને કેટલાક અવરતા અભ્યાસીઓએ ખોટી પાડવાની બાથ ભીડી છે અને જે "સદ્દરે" દેતાબો અને "દબેસ્તાન" અને "નીરંગે બસ્ત–કુસ્તન" વીગેરે જેવા મોતેબર ઘણાં દાખલાઓ આપ્યા છે, તેને હંમોએ ઇલ્મેક્ષ્નુમનાં આધારે નહિ, પણ તેઓનાં એજ દાખલાઓ અને દલીલોનાં આધારે અસલ રિવાજમાં કેમના મજદાની કુરતી નહિ પણ સરોશની ક્ષ્નુમનની કુરતીજ બાબજ હતી, એમ સાબેત કરી આપ્યું છે; તેથી ઇલ્મે ક્ષ્નુમની દાઝ હૈડે ધરી મી. માદન હમારૂં લખાણ ખોટું પાડવાનાં વલખાં મારે છે.

મી. માદન આગળ ચાલતાં જણાવે છે કે, "શહેનશાહી તરીકા મુજબની કેમના મજદાની કુરતીથી તૈયાર થએલા "આલાત" વડે નવજોત, નાવર, મરાતબ અને બરસ્નુમની ક્રિયામાંથી પસાર થયા પછી અને વરશો સુધી પોતાનાં બાપીકા તરીકા મુજબ કેમના મજદાની કુરતી પર અમલ કરીને જીંદગી ગુજાર્યા પછી એકદમ તે કુરતી કરવાનું છોડી દઇને સરોશની ક્ષ્નુમનં સાથની કુરતી કરે તો તેઓનું કામ ઇલ્મે ક્ષ્નુમનાં સ્પીરીટથી વેગળું છે." વીગેરે. મી. માદન શા આધારે કહેવા તૈયાર છે કે, કે કેમના મજદાનીજ કુરતીથી હમારા સંજાણા ટોળાને આલાત તૈયાર થએલો છે? હંમોએ અસલ રિવાજમાં સરોશની ક્ષ્નુમનનીજ કુરતી હતી એમ સાબેત કરી આપ્યું છે તો આજ હંમારા "આલાત" ને અને દસ્તુરીને ૧૨૦૦ વર્ષ ઉપર થઇ ગયાં છે કે જે "આલાત" ઇરાંન દેશનાં ખોરાશાન પ્રાંતમાંથી મંગાવ્યો હતો, અને ઇરાંનથી સંજાણ આવ્યા ત્યારે હિન્દુસ્તાનમાં સંજાણમાં પહેલ પહેલા આતશબહેરાંમ રોજ ૯ મહા ૯ સને ૯૦ ય૦ જ૦ ને દીને દસ્તુર નેરીઓશંગ ધવલે તખ્તનશીન કર્યાં હતા. (જુઓ પા૦ પ્ર૦ દ. ૧ લું પૃ. ૧) આ આતશબહેરામ બનાવવા માટે મજકુર 'ખોરાશાન'થી પહેલો આલાત મંગાવ્યો હતો અને તે વડે આતશબહેરાંમ પરઠવાની ક્રિયા કરી હતી (જુઓ કીસ્સે સંજાણ તથા ધુપ નીરંગ) કે જ્યારે ઇરાંનમ અને સંજાણમાં એકજ જરથોસ્તી મઝહબ પાળનારો ટોળો હતો; અને તેઓમાં સરોશની ક્ષ્નુમનનીજ કુરતી જારેજ હતી તે કુરતીનાં "આલાત" નો સીલસીલો અને **ઇરાંનશાહ આતશબહેરાંમ** સંજાણા ટોળાની મગરૂરી સમાન એક હિન્દુસ્તાનનાં જૂના "આલાત" તરીકે જળવાયલી છે. કેમના મજદાની કુરતીનો રિવાજ હિન્દુસ્તાન આવ્યા પછી કેમ અને ક્યારે પડયો હોય, તે નક્કી જણાયું નથી પણ નીચલી તવારીખ પરથી જણાય છે કે, ઇ૦ સ૦ ૧૪ મી સદી કે, જે સદી પારસી તવારીખમાં સૌથી પાયામાલી કરનારી સૌથી બરગસ્ત, અને સૌથી નહેસ્ત ખુહારી ભરી થઇ ગઇ છે, કે જે સદીમાં વરીયાવની બાનુઓની કતલ ચાલી હતી, તેજ સદીમાં સંજાણ પર ચડાઈ આવી પારસીઓની કતલ ચાલી પારસી

જાનોનો નાશ થયો હતો, એજ રીતે એજ સદીમાં ચાંપાનેરનાં જરથોસ્તીઓની કતલ ચાલી, તેઓપર આફતો અને જુલમો પડયા હતા. આ જુલમોનાં નાશ ભાગથી તેઓની હાલત જુદદીન જેવી થઇ પડી હતી, તેઓ સુદરેહ કુસ્તી વગર રખડતા જેવા થઇ ગયા હતા; કેટલાકો જુદદીન લાશોની ખાંધ મારતા હતા. મોબેદો જેમ ગમે તેમ ક્રિયાઓ ચલાવતા હતા, તેઓ પાસે આલાત જેવુંબી કાંઇ હતું નહિ. જેની કેટલીક સાહદતો "કીસ્સે કાઉશ અફશાદ," તથા "તવારીખે નવસારી" વીગેરેમાંથી મળી શકશે. આવા સંજોગો અને મુસીબતો વચ્ચે કેટલાકો સરોશની કુસ્તી ભૂલી જઇ કેમના મજદાની કુસ્તી કરવા લાગ્યા હોય, અને કેટલાક અસલ સરોશનીજ કુસ્તી કરતા ચાલુ રહ્યા હોય, અને આવા સંજોગોમાંજ ત્યારપછી ધરાંન સવાલો પુછાયા હોય; અને જેનાં જવાબમાં ઇરાંનથી ખુલ્લે ખુલ્લું સરોશની કુસ્તી કરવા જણાવેલું છે. નહેરત ચૌદમી સદીથી પારસીઓની પાયમાલી અને ખાનાખરાબી થવા માંડી ત્યારથીજ પારસીઓના ધર્મની અને એતેકાદની બરબાદી થવા માંડી હતી. તે સાથેજ સરોશની કુસ્તી ભૂલાતી ગઇ, ને કેમના મજદાની કુસ્તી થવા માંડી હોય તે ઉપલા દાખલા પરથી જાણી શકાય છે. વળી મી૦ માદન આગળ ચાલતાં જણાવે છે કે, "એવણે તથા બીજા અંગત એતેકાદ મુજબ ચાલવાનો દાવો કરનારા સાહેબોએ સમજવું જોઇએ કે, ધર્મ, તેનાં ભણતરો, અને તેના ક્રિયાકામોનાં સંબંધમાં એમ બધાઓજ પોતાનાં અંગત એતેકાદ પ્રમાણે ચાલવા માંગે તો કોમની શી દશા થાય ?" અને આગળ ચાલતાં એઓ ભાઇ લખે છે કે, "ભુતકાળમાં કેટલાક જરથોસ્તીઓએ પોતાનાં અંગત એતેકાદ અને અંતઃકરણના અવાજ મુજબ ચાલવાની શેખી કરવાથી કોમને કેવી મોટી મુશકેલીમાં ઉતરવું પડયું હતું તે જુદદીન કેસ, ક્રિમેટોરિયમ ઉભું કરવાનાં, તથા લાશોને દાટવાની ઝીકર વીગેરે બનાવો ઉપરથી માલમ પડે છે." વીગેરે.

હવે મી. માદન અંગત એતેકાદનાં સવાલને ભૂતકાળનાં જુદદીન ક્રિમેટોરીયમનાં અને બીજા જુદદીન સવાલો સાથે ભેળી નાંખવાની કોષેસ કરી જાહેર આલમને આડું અવલું સમજાવે છે. સરોશની ક્નુમનની કુસ્તીને લગતો મારો એતેકાદ તો **અસલ ખરી જરથોસ્તી તરીકતને સજીવન કરવાનો** છે જ્યારે જુદદીન ક્રિમેટોરિયમનો સવાલ તો નાસ્તીક એતેકાદથી ઉસન થએલો છે કે જે સવાલ માટે મી. માદન જાણતાજ હશે કે, જે કહેવાતા ફાઇલોલોજીનાં ધર્મ અભ્યાસીઓએ સુક્કાં લુખ્ખાં વ્યાકરણનાં અભ્યાસથી પોતાનાં ભેંજાનાં કાંટા મુજબ અવસ્તાઓનાં તરજુમાઓ કરી છેલ્લાં ૫૦ વર્ષ થયાં કોમમાં ધાર્મીક બાબદોનું ડામાંડોલપણું આણ્યું છે. તેનાજ પરિણામે કોમનાં એક વર્ગમાં જુદદીન ક્રમેટોરિયમનો સવાલ ઉસન થવા પાંમ્યો છે; અને ક્રિયાકાંમો પર ઢાંકણું વળતું ગયું છે. મી. માદન ધાર્મીક ફરમાનોની વાતો કરે છે પણ થોડાં વર્ષો પર દસ્તુર ખુરશેદજી પાવરી ફસલી દસ્તુર બન્યાં ત્યારે તેઓ સાંમે જે સાહેબોએ જેહાદ જગાડેલી તે વેળાએ દસ્તુર પાવરીએ જાણીંતા ધાર્મીક માસીક "ચેરાગ" ચોપાન્યાંમાં ૧૪ સવાલો પુછ્યા હતા. જેમાં કહેવાતા ધર્મ અભ્યસીઓએ અને ધર્મ ગુરૂઓએ ધર્મને કેમ ચુંથ્યો છે; અને ક્રિયાકામો અને નહાન કેમ બાળવે છે તેનો સચોટ જવાબ આપ્યો હતો, તે પર મી. માદન ફરીથી ધ્યાંન આપશે તો જણાશે કે, સરોશની ક્નુમનની કુસ્તીથી ધર્મનું નખોદ વળે છે કે, કોણથી વળ્યું છે ? કેટલાક જરથોસ્તી કહેવાતાઓ અંગ પર સુદરેહ કુસ્તી રાખતા નથી, જે બૈરાં અને મરદો જરથોસ્તી તરીકાથી

ઉલટા ચાલી ઉઘાડે માંથે બેધડક ફરે છે જેઓ બીડી સીગારેટ ફુંકે છે, જેઓ માસીક માંદગીની તથા સુવાવડ વખતની પહરેજી કરતાં નથી તેથી કોમની શી દશા થઇ છે તે મી. માદનને જણાતું નથી? વળી મી. માદન અણુજાની આમ્માં બની સવાલ પુછે છે કે, 'નહાન આપતી વેળા નીરંગને બદલે હોમનું પાણી વાપરવાની શરૂઆત કરશે, તે તમે ચલાવી લેશો કે?" મી. માદનજી નીરંગને બદલે હોમ પાવાની શરૂઆત તો આપનાંજ કેટલાક દસ્તુરો મારફતે અને આપનાં ટોળાનાં કેટલાંક પંથકોમાં થઇ ચુકેલી છે અને એ રિવાજ આપનાંજ કહેવા પ્રમાણે જે મોબેદો અને દસ્તુરો કોમનાં અને જરથોસ્તી ધર્મનાં "સેવકો" છે તેઓથીજ શરૂ થઇ ચુકી છે તે બધું ચાલે છે પણ સરોશની ક્ષનુંમનની કુસ્તી નહિ ચાલે, કારણકે તે ભણવામાં ઘણી લાંબી છે તે કેમ બને? પણ જો "નીરંગે કુસ્તી બરતન"માં હોરમજદ ખોદાએથી કરવાની જણાવેલી છે, તેવી ટુંકી હોય તો ચાલે!?

## દસ્તુર બરજોરજી મીરજાં.

હમારા ઉદવાડેનાં ભલાને ઇલમાઉ મરહુમ દસ્તુરજી સાહેબ દસ્તુર બરજોરજી મીરજાં કે જેઓ ઉદવાડાનાં મીરઝાં કુટુંબનાં ફારસી અને અવસ્તાનું સારૂં જ્ઞાન ધરાવનાર કાબેલ દસ્તુર થઇ ગયા છે. તેવણ સરોશની ક્ષનુમનની કુસ્તી કરતા હતા, તે મારા આપેલા દાખલા માટે મી० માદન શરૂઆતમાં મોટું કકરધસ મથાળું કરતાં જણુવે છે કે, "સરોશની કુસ્તીના સંબંધમાં મરહુમ દસ્તુરજી બરજોરજી મીરજાંનાં નામ સાથ એરવદ ઉનવાલાએ લીધેલી છુટ" મી० માદન શા આધારે કહેવા માંગે છે કે, હમોએ દસ્તુર બરજોરજીનાં નામ સાથે છુટ લીધી છે? મી० માદન ઉદવાડાની ભૂતકાળની શું માહીતી ધરાવે છે? અને ઉદવાડાની તવારીખ કેટલી જાણે છે? કે, મી० માદન જાહેર આલમને આંજવા માટે આવો અણુજાનપણે ઓરંગો મારવાં બહાર પડયા છે? વળી એ ભાઈ આગળ અજાયબ થતાં જણાવે છે કે, "અજાયબ જેવું તો એ છે કે, મરહુમ દસ્તુરજીને એમનાં કુટુંબીઓએ કે તેમનાં નઝદીકનાં સગાંઓએ કે, ઉદવાડામાં કેમના મજદાની કુસ્તી કરનારા કોઈપણ બુઝોર્ગ મોબેદોએ સરોશની ક્ષનુમન સાથની કુસ્તી કરતાં જોયા નહિ પણ માત્ર એરવદ ઉનવાલાએ અને તેમનાં પક્ષકારોએજ જોયા વીગેરે" મી० માદન દસ્તુર બરજોરજીનાં અને તેઓનાં કુટુંબનાં કેટલાક હેતાળુ હોય, અને ઉદવાડાનાં કેટલાક જાણકાર હોય તેમ ઉપર મુજબ મરહુમ દસ્તુરજીનાં કુટુંબની દિલસોજી જીતવાની અને એ બહાણે હમોને દસ્તુરજીનાં કુટુંબીઓ સાથે અઠડાવી મારવાની બાજી રમે છે. પણ દસ્તુર બરજોરજી મીરજાં સરોશની કુસ્તી કરતા હતા એ ઉદવાડામાં અને તેઓનાં કુટુંબીઓમાં જાણીતી બાબદ છે. છતાં આજે ઉદવાડાની પક્ષાપક્ષીમાં કેટલીક સાચ્ચી બાબદોને જેને જેમ ફાવે તેમ ખોટી પાડવામાં આવે છે. દાખલા તરીકે, હમારા ટોળામાં વડી દસ્તુરી ગાદી દસ્તુર કુટુંબની અને બીજી ગાદી મીરઝાં કુટુંબની છે. તે એક નાનામાં નાનું બાળક પણ જાણે છે. છતાં પક્ષાપક્ષીના અંગત કારણે એ બાબત ખોટી છે એમ પણ કેટલાક સાહેબો કહેવા બહાર પડયા છે! પક્ષાપક્ષીના કારણમાં સત્યનું આ ખુલ્લું ખુન થાય છે. તેમ જો દસ્તુરજી બરજોરજી મીરઝાંની બાબતમાં કોઇ કહેવા નિકળે તો હું જરાબી અજબ થઇશ નહિ. જો કે મી० માદન લખે છે તેમ "મેં યા મારી પક્ષનાઓએ એવણને કુસ્તી કરતાં જોયા નથી" આ શબ્દો મી० માદન ગેરવાજબી લખે છે. પણ એવણ માટે હમારી પક્ષનાજ નહિ પણ આખા ગામનાં અસલ બુઝોર્ગોથીજ દંતકથા

રૂપે બોલાતું આવ્યું છે અને એ વાત પહેલીમે મરહુમ દસ્તુરજીના વડા બેટા ટેમુલજી મીરજાને મુખથી સાંભળી હતી. અને એ એઓના કુટુંબીઓમાંથી જાણીતી વાત છે. છતાં હમો પુછીશું કે મી. માદન હમારાં ગામની શું માહીતી ધરાવે છે કે, આવું પુરતી તેહકીક કર્યા વગર, લખી, વાંચનારી આલમને આડે રસ્તે દોરવવા માંગે છે! પણ આવા ખુદ ફિદવાડાનાં દાખલાઓથી હમો તો આજે કહેવાને સામર્થવાન છીએ કે, હમારૂં સરોશની ક્ષ્નુમનની કુરતીવાલું લખાણ ઘણીજ મુસ્તકીમ દલીલો ઉપર રચાયલું છે.

## મારી ચેલેંજ.

અસલ સરોશની ક્ષ્નુમનની કુસ્તી કદીમી ટોળામાં સચવાઈ રહેલી છે તે ખોટી છે યા ઉપજાવી કાઢેલી છે એમ પુરવાર કરવાની મેં ચેલેંજ કરી હતી તેનો જવાબ આપતાં મી૦ માદન જણાવે છે કે, "શહેનશાહીઓની કેમના મજદાની કુસ્તી ખરી છે અને કદમીઓની કુસ્તી ખોટી છે આમ ચેલેંજ કરીને એરવદ ઉનવાલા તકરારનાં મેદાનમાંથી અલગ થઈ જઇ કદમીઓ સાથ શેનસાહીઓને અથડાવી મારવાની બાજી ખેલે છે." વીગેરે પણ જ્યારે મી૦ માદન હમારી ચેલેંજ ઉપાડી શકતા નથી ત્યારે તેને બીજી રીતે જાહેર કરવાની કોશેશ કરે છે, હમો અત્રે શેનશાહી યા કદીમી વચ્ચેની તકરાર કરતાજ નથી, હમો તો એમ કહીએ છીએ કે, જે અસલ સરોશની કુસ્તી કદીમી ટોળામાં જળવાઇ રહેલી છે તે શું ખોટી છે? જ્યારે અવસ્તા અભ્યાસીઓ કદીમી ટોળો ૨૦૦ વર્ષ પર બરપા થએલો જણાવે છે તો એ ટોળો અસલ ઈરાંનની સરોશની કુસ્તી કયાંથી લાવ્યો? અને જો કુસ્તી ૨૦૦ વર્ષ પરની બનાવટી હોય યા પાછળથી ઉપજાવેલી હોય તો તે સાબેત કરી આપવા મેં ચેલેંજ કરી છે. એમાં મેં દબરાવા જેવું શું કર્યું છે? હમો તો કોઇને દબરાવા માંગતા નથી પણ મી૦ માદનજ ભપકા ભરેલાં મથાલાંમાં બીન અર્થનાં લાંબાં લચ લખાણો કરી જાહેર આલમને આંજવાની અને હમોને દબરાવવાની પેરવી કરે છે.

## દલીલ ૧ લી ૭૮ રૈવાયત.

મી૦ માદન ૭૮ રૈવાયત માટે ખુલાશો કરતાં જણાવે છે કે, "૭૮ રેવાયત"માં જે સઘળી બીનાઓ આવી છે તે શેહેનસાહી ટોળાના રીત રિવાજોનું વર્ણન કરનારી નથી, પણ એ કદીમીઓ માટે લખાએલું છે અને ૧૯૦૮ના જુદદીન કેશમાં નામદાર કોર્ટે એને સતાધારી માનવા ના પાડી છે."

મી૦ માદનની આ દલીલો માટે સવાલ પુછવાની રજા લઇએ છીએ કે, જ્યારે મી૦ માદન પોતાના આગલા લખાણની શરૂઆતમાંજ જણાવે છે કે, જ્યારે હિન્દુસ્તાન આવ્યા તે વેળાના સઘળા જરથોસ્તીઓ એકજ ટોળાના હતા અને હિન્દુસ્તાનના પારસીઓમાં શહેનશાસાહી અને કદીમી ટોળા જેવું કાંઇજ હતું નહિ, અને ફકત એકજ શહેનશાહી ટોળો કહેવાતો હતો. તેમજ ઈરાનમાં પણ કદીમી શહેનશાહી ટોળા જેવું કાંઇજ હતુ નહિ, અને ફકત એકજ શહેનશાહીજ ટોળો હતો, તો પછી ઇરાનના દસ્તુરો મોબેદો અને બહેદીનોએ ૭૮ રેવાયતના જવાબમાં ઈરાનથી કદીમી રિવાજના રિતરશમોની સરોશ બાજની કુસ્તીની રશમ કયાંથી જાણી અને કયાંથી લખી મોકલી? જે ઇરાનમાં કદીમી ટોળાની હસ્તીજ નથી, કદીમી ટોળો છેલ્લા

૨૦૦ વર્ષ પર હિન્દુસ્તાનમાં બરપા થયો હતો તો, ઇરાનના લોકોએ કદીમી રસમની કુરતી જાણી કયાંથી ? અને ૭૮ રેવાયતમાં કયાંથી લખી મોકલી, એ એક મુખ્ય સવાલ છે ? માટે મારી માન્યતા છે કે, ૭૮ રેવાયતનું લખાણ શહેનસાહી ટોળા માટેનું છે અને ઇરાનમાં શેનસાહીજ ટોળો હતો એમ ખુલ્લી સાબેતીઓ એ લખાણ ઉપરથી મળે છે, છતાં જો મી૦ માદનના કહેવા પ્રમાણે એ "૭૮ રેવાયત"નું લખાણ કદીમીઓ માટેજ હોય તો, અસલ જુની સદદરે કેતાબ કે જેને આજના લગભગ સઘળા અભ્યાસીઓ શહેનસાહી ટોળા માટેની જણાવે છે તે સદદરે કેતાબના લખનારા ઇરાનના દસ્તુરો માટે ૭૮ રેવાયતનો જવાબ આપનારા ખુદ ઇરાનનાજ દસ્તુરો તથા મોબેદો ખુલાશો કરતાં ખુલ્લું જણાવે છે કે—

બાજે હીનદોસ્તાનના મોબેદો સદદર નજરમાં ૩૯માં દરવાજાની બેતો ઉપરથી અહેશ કરે છે. જે ઇરાનનાં દસ્તુરોએ એ સદદર જોડી છે અને બેત કીધાં છે તેહેમાં કેમના મજદા કહી છે તે બાબદમાં તમો બોઝેગોની ખીદમતમાં જાહેર કરીએચ કે, બહેરેત બહેરે જરથોરત બહેરાંમ યજદુ જનત નશીન મોલા રૂસ્તમે બેતનાં વજનને વાસ્તે કેમના મજદા કહી છે એ વાત ઉપર હિન્દુસ્તાનનાં મોબેદો બહેશ બેજાહ કરે છે." વીગેરે જો "૭૮ રેવાયત" કદીમીજ રીત રિવાજોની હોય તો પછી "૭૮ રેવાયત" નાં લખનારાઓ શહેનશાહી જાણીતી અને ધરખમ "સદદરે" કેતાબનો દાખલો શા માટે આપે છે કે જેમાં બેતબાજીમાં "સરોશ બાજ" ને ટુંકમાં "કેમના મજદા" તરીકે ગણેલી છે. આટલી પુરતી સાહદતો છતાં શું મી૦ માદન "૭૮ રેવાયત" નાં લખનારા દસ્તુર-મોબેદોને પણ ખોટા પાડવાનો દાવો કરે છે !

વળી મી૦ માદન નામદાર કોર્ટે ૧૯૦૮ ના ચુકાદામાં ૭૮ રેવાયતને સતાદાર માનવા ના પાડી હતી એવો બોરંગો મારે છે, પણ જ્યારે ૧૯૦૮ નાં નામદાર કોર્ટના આખા ચુકાદામાં ૭૮ રેવાયતનાં ફક્ત ૧૪ માં સવાલ પર નામદાર કોર્ટની તપાસ સિવાય બીજા કશા બોલો જણાવેલા માલમ પડતા નથી છતાં મી૦ માદન પોતાનો બચાવ કરવા આખી રેવાયતને ખોટી પાડવા નીકળ્યા છે એ ઘણુંજ અજાયબ જેવું છે ! !

## દલીલ બીજી: દબેસ્તાન કેતાબ.

દબેસ્તાન કેતાબ નજર (૧૪) સદદર પાનું ૫૫૦) દરવાજો ૩૯ મો તેમાં જણાવેલું છે કે, પાદીઆબ કરે યાને હાથ મોઢું ધોએ તેહવારે મોઢું બંધ કરે શા વાસ્તે જે મોઢામાં પાણી નહિ જાય અને મોઢું ધોતી વખતે અષેમ વોહી એક પઢે મોઢું લુછીને સરોશ-બાજ પઢે.

ઉપલો દબેસ્તાન કેતાબનો ગુજરાતી તરજુમો મી૦ માદન ખોટો જણાવી તે માટે વધુમાં એમબી જણાવે છે કે, લખનારે જાણી જોઇને કેમના મજદાની જગાએ સરોશબાજ શબ્દ દાખલ કર્યો છે વીગેરે. મી૦ માદન જણાવે છે તેમ લખનારે "જાણી જોઇને કેમના મજદાની જગ્યાએ સરોશબાજ શબ્દ મુકયો નથી," પણ આપણે જેમ ઉપર જોયું તેમ અસલ બેતબાજીમાં સરોશબાજને કેમના મજદા કહેતા હતા તે આધારે લખ્યો છે, અને એ ખોટો નહિ પણ ઉપલી સહાદતો જોતાં તદન ખરો છે. વળી ફારસીનાં અંગ્રેજી તરજુમાની સાહદતો ટાંકી તેને ખરો જણાવે છે. પણ એ અંગ્રેજી તરજુમો કરનાર ખરોજ છે એમ કેમ કહી શકાય ? શું મી૦ માદન આ ખરૂં છે અને આ ખોટું છે એમ કહે તેની મુદાર પરજ

પારસી કોમ ખરૂં માની આલશે? એક પારકો અગ્રેજ લેખક આપણા અવસ્તાની અને ફારસી બેતોની ગુહ્ય ફીલસુફી કેટલીક સમજી શકે, કે તેજ તરજુમો આપણે ખરો માનવો જોઇએ? મી૦ માદન આ તમારા પોતાનાંજ અભીપ્રાયની દલીલો અત્રે ટકી શકતી નથી.

**દલીલ ત્રીજી**=નજર (૧૪) સદદર પાનું ૫૫૫ દરવાજે ૫૪ મો બામદાદને વખતે સુતો ઉઠીને પહેલો નીરંગ લીએ પછીથી પાણીથી પાદીઆબ કરે ઇઆને હાથ મોઢું ધોએ પછી સરોશબાજ પઢે અગર કોઇ શખ્સ નીરંગ લીધા વગર અવસ્તા પઢે તો તેહેનાં અવસ્તા ખુદાની દરબહમાં કબુલ નહિં થાએ!

આ ત્રીજી દલીલનો જવાબ મી૦ માદન બે અગ્રેજ લેખકોની સાહદત આપી ઉપર મુજબજ પોતાનો અનુમાનનો અભિપ્રાય આપે છે પણ તે માનવા જોગજ નથી.

## ચોથી દલીલ સદદરે બુનદેશ.

મી૦ માદને પેતાનાં આગલો લખાણમાં સદદરે નસરનો જમાનો ઘણો પુરાણો જણાવી તેનો દાખલો કેમના મજદાની કુસ્તી માટે ઘણીજ ઉકમાઇથી અને તેને ઘણુંજ વજણ આપી ટાંકયો હતો. જ્યારે એજ સદદરેનાં બીજા ભાગમાં સદદરે બુનદેશમાં સરોશબાજથી કુસ્તી કરવા જણાવેલું છે તે માટે એક શબ્દ પણ લખ્યો હતો નહિ કે, જે બેઉ ભાગોનાં તરજુમાં એકજ જાણીતા અભ્યાસી એરવદ બમનજી નસરવાનજી ધાભર એમ. એ. એ કરેલો છે તે તરજુમો હમોએ નીચે મુજબ મી૦ માદનને ટાંકી બતાવ્યો હતો કે,

"જ્યારે મોઢું ધોવાનું હોય ત્યારે પહેલાં અષેમ વોહુ પઢે અને પછે હાથ પર પાણી નાંખે અને જ્યારે મોઢું ધોયું કે, કાંઇપણ બોલવું નહિ, અને પછે સરોશ બાજ પઢે અને અહુનેમ વઇરીમ પઢે યથા અહુવઇર્યો કેમના મજદા પઢે વીગેરે (સદદરે બુનદેશ પાનું ૧૫૩—૫૪ બાબ ૮૫ મો ફકરો ૪ થો)

ઉપલા હમારા દાખલાનો મી૦ માદન જવાબ આપતાં જણાવે છે કે, આ લખાણ તદન અસ્પષ્ટ છે વીગેરે જ્યારે "સદદરે નસર" કે જે કેતાબને મી૦ માદન તેમજ બીજા અવસ્તા અભ્યાસીઓ મોટું વજન આપે છે કે જેમાં કેમના મજદાની કુસ્તી કરવા જણાવેલું છે. અને તેનો તરજુમો આપણા જાણીતા અભ્યાસી એરવદ બમનજી ન. ધાભરે કરેલો છે તે મી૦ માદનની નજરે ખરો દેખાય છે; અને એજ કેતાબનાં બીજા ભાગમાં સદદરે બુન-દેશનો તરજુમો પણ એજ એરવદ બહમનજી ધાભરે સરોશબાજની કુસ્તી માટે કરેલો છે તે મી૦ માદનની નજરમાં અસ્પષ્ટ અને ખોટો લાગે છે એ મી૦ માદનનું લખવું કેટલું વાજબી કહેવાય? એનું તોલ વાંચનારી આલમ કરશે! ઉપલો "સદદરે બુનદેશનો" તરજુમો આટલો સ્પષ્ટ લખાયલો છે છતાં મી૦ માદનને સદદરે બુનદેશના ૮૫ મો બાબ શું મતલબે લખાયલો છે તે ચોકશપણે કહેવું અશક્ય લાગે છે, એ હમારી તેમજ વાંચનારી આલમની મોટી અજાયબી છે; અને વળી "સદદરે—નસર" અને "સદદરે બુનદેશ" બેઉના તરજુમા કરનાર એકજ અવસ્તા અભ્યાસી એરવદ ધાભર છે છતાંબી મી૦ માદનની નજરે બધું અચોકશજ આવે છે કાંય નહિ એરવદ ધાભરેબી પેલા દબેસ્તાનનાં ગુજરાતી તરજુમો કરનારની માફક એમાંબી સરોશબાજ જાણી જોઇને લખી મુકી હોય! ધન્ય છે મી૦ માદનજીની કળાબાજીને!!

## દલીલ ૫ મી: હમારી ૧૦૪ વર્ષની પુરાણી કેતાબ.

હમોએ હમારા વડીલોની ૧૦૪ વર્ષની પુરાણી ચોપડીનો દાખલો આપ્યો હતો તેની દલીલમાં મી૦ માદન એવું જણાવે છે કે, "૧૦૪ વર્ષ પર ઉદવાડામાં સરોશની ક્ષુમનની કુસ્તીનો રિવાજ ચાલુ હતો, તે અનુમાન સદંતર કલ્પિત છે, આગલા વખતમાં જાહેર છાપવાની કળા જણાયલી હતી નહિ, ત્યારે મોબેદો પોતાની જાણ માટે જે કાંઇ હકીકત આવે તેની નોંધ કરી લેતા, લગભગ ૨૦૦ વર્ષ પર કદીમી ટોળો હૈયાતીમાં આવ્યો; અને તેઓએ પોતાનાં ભણતર ક્રિયા વીગેરેમાં ફેરફાર કર્યો તે બીનાં સુરત નવસારી ઉદવાડા, વીગેરે સ્થળોનાં મોબેદોને જણાયલી હતી, જેમ આજે ન્યુસપેપરોમાં આવેલી અગત્યની બાબદોનાં કટીંગ્સો કાપીને આપણે આપણી પાસે રાખ્યે છીએ, તેમ આગલા વખતનાં મોબેદો પોતાનાં ટોળાની કે બીજાઓનાં પંથની જે કાંઈ હકીકત આવે તેની નોંધ પોતાના હાથ દસ્કતે કરી લેતા હતા વીગેરે."

મી૦ માદન આ બધી નાનાં બચ્ચાંને સમજાવવા જેવી વાતો કરે છે. મી૦ માદનનાં પોતાનાં ઓરંગામાર કલ્પિત અનુમાનો ખરાં કહેવાયને બીજાઓના દાખલાઓ સહીત અનુમાનો ખોટાં કહેવાય! એ પરજ મી૦ માદનની સર્વે લખાણની મુદાર છે! મી૦ માદનને એવું જણુયું છે કે, ૧૦૪ વર્ષપર જાહેર છાપવાની કળા જણાયલી હતી નહિ. જયારે મુંબઇ સમાચારનું પંચાગ આજે ૧૨૫ વર્ષથી છપાય છે. અને બીજા કેટલાક જાહેર છાપાઓ ૧૦૮-૧૧૫ વર્ષો કુદાવી ગએલા છે તે મી૦ માદન પોતાના પક્ષપાતથી એટલા અજ્ઞાન બની ગયા છે કે તે તેઓને કદાચ નહિ જણાતું હોય! કદીમી ટોળાની ચર્ચા ભરૂચ, નવસારી કે તે લોકને લગતા ટોળામાં થાય તે કુસ્તી સાથે અને તેઓની ક્રિયા સાથે ઉદવાડાનાં મોબેદોને સનાન સુતક શું હોય કે, પોતાનાં શહેનશાહી ટોળાની ચોપડીમાં પોતાની શહેનશાહી "પાદીઆવ" કુસ્તી કરવાની વીગત રહેવા દઇ કદીમી ટોળાની કુસ્તીની વીગત લખી જાય? અને વળી એમની લખી જાય કે, "જે સાહેબે કમાલ છે તે અક્કલથી પીછાને છે (અને) બે અક્કલ સાહેબો છે તે એ વાતને કેતાબથી (યાને લખાણથી) પીછાનતા નથી." શું ઉદવાડેનાં અસલ વડીલો એટલા બધા ગમાર હતાં કે, જે પોતે જાતે કીધેલી ક્રિયાઓની ચોપડી લખે તેમાં પોતાના ટોળાની શહેનશાહી કુસ્તી લખવાની રહેવા દઈ લાગલી કદીમી ટોળાની કુસ્તી લખી જાય શું મી૦ માદનની આવી સુર્ય પર ધુળ છાંટવાની યુક્તિ કાંઇ ચાલવાની છે? શું વાંચનારાઓને મી૦ માદન એટલા બધા ગમાર સમજે છે!

વળી આગળ ચાલતા મી૦ માદન જણાવે છે કે, તમારી પોતાની પાવ મહેલની ક્રિયાની ચોપડીમાં કેમના મજદાની કુસ્તી શા માટે જણાવી છે વીગેરે મી. માદને મારી પાવ મહેલની ક્રિયાની ચોપડીનો પુરતો અભ્યાસ કીધો હોય એમ જણાતું નથી. મારી એ ચોપડીમાં પાદીઆવ કુસ્તી કેમ કરવી તે બીના બીલકુલજ જણાવેલી નથી. પણ પાના બીજા પર બરસ્નુમ દેવાની વીગત લખેલી છે તેમા જ્યારે બરસ્નુમ દેનારો બરસ્નુમગાહમાં "ખુબ" યાને અમલ સાથેજ નાહી કપડાં પહેરે છે ત્યાં જણાવેલું છે કે, "દિલ સુધી ઈજાર પાઘડી સાથના કહાડી મુકેલાં કપડાં પહેરી અને પદાન નીચુંજ બાંધેલું રાખી ઉચકે નહિ પછી ખાંધ ઉપર કુસ્તી સુધી કેમના મજદાથી પઢી કુસ્તી કરે," મી૦ માદન પાવ મહેલની ક્રિયાની ખુબી સમજ્યા

હવે તો જાણી શકતે કે, આ જગ્યાએ બરસ્નુમ દેનારો ગુશ્વાલો મોબેદ ક્રિયાના અમલમાં હોવાથી તેનાથી આ જગ્યાએ નાહીને પહેલાની અધુરી કુસ્તી કેમના મજદાથી પુરી કીધા વગર "પાદી આવ" કુસ્તી થઇ શકતી નથી. પરંતુ મારી "પાવ મહેલની ક્રિયા-ઓ"ની ચોપડીના ૧૬૯માં પાનાની ફુટ નોટ પર નવજોતની ક્રિયા માટે જણા-વેલું છે તેમાં લખેલું છે કે, 'પહેલાં બચ્ચાને દાદાર અહુરમજદની ક્ષ્નુમનથી કુસ્તી બંધાવી બાજ મુકી પછી **સરોશની ક્ષ્નુમનથી પાછી પેલા બચ્ચાંને કુસ્તી બંધાવવી જોઇએ** એમ મારી ચોપડીમાં ખુલ્લે ખુલ્લું લખેલું છે છતાં મી૦ માદન આવું ખોટું લખી જાહેર આલમને આડે રસ્તે દોરવવાની પેરવી કરે છે એ એમના જેવા અભ્યાસી માટે શોભા આપનારું નથીજ.

## દલીલ ૬ ઠી: દસ્તુર પાલણનું ફરજીઆતનામું.

વળી મી૦ માદને દસ્તુર પાહલણનાં ફરજીઆતનામાં માટે છંછેડાઇ પડી ખુબ લંબાણ બખાલા કઢયા છે, અને હમારા પર અંગત હુમલાઓ કર્યો છે. મી૦ માદનને હમારી બધી અપ્રલ લેખીત દલીલો પણ પાયા વગરની અને ઉપજાવી કહાડેલી કલ્પિત લાગે છે. અને મી૦ માદને પોતે કલ્પીત ઉપજાવી કહાડેલાં અનુમાનો ખરાં કહેવાડવાનો દાવો કરે છે. જ્યારે "ફરજીઆત નામામાં" કેટલીક કુસ્તીની રીલસુરી લખેલી છે તેમાં ૨૩ માં પાને છેલ્લે નીચે **બીજી મરતબે સરોશબાજ પઢે** એમ મોગમ લખેલું એ પરથી ખુલ્લું અનુમાન થઇ શકે છે કે, પહેલાં સરોશની કુસ્તી કરી પછી બીજી મરતબે સરોશબાજ ભણવી જોઇએ. એ માટે મી૦ માદન જણાવે છે કે, કેમના મજદાની કુસ્તી કરનારા મોબેદ-બહેદીનોને હાવન ગેહમાં બે ત્રણવાર સરોશબાજ ભણવાનો મોકો આવે છે. અને ભણે છે. અને મી૦ મોદીનાં અંગ્રેજી તરજુમાનો દાખલો ટાંકે છે વીગેરે.

આજે હાવનગેહમાં સરોશબાજ ત્રણ વખત ભણાતી હોય યા દશ વખત ભણાતી હોય તેની અહીં તકરારજ નથી તેમ હમો દસ્તુર પાલણનાં ફરજીઆત નામામાં જે કેમના મજદાની કુસ્તીનું લંબાણ વર્ણન કર્યું છે તે માટે જરાબી ના પાડી નથી. પણ એમાં ૨૩ મે પાને **બીજી મરતબે સરોશ બાજ પઢે** એમ મોગમ લખેલું છે તે પરથી હમારું ખુલ્લું અનુમાન થઇ શકે છે કે, પહેલાં સરોશની કુસ્તી કરી પછી બીજી મરતબે સરોશ બાજ ભણવી. શું મી૦ માદન હાલે બે વાર ને ત્રણ વાર હાવનગેહમાં સરોશબાજ પઢવાનો મોકો આવે છે તેથી એમાં એમ લખેલું છે એવો પોતાનો અભિપ્રાય આપે છે તે ખરો છે? મી૦ માદન એટલા બધા તે શું રીલસુફ છે કે, એવણ જે કહે તે હમારે અને વાંચનારી આલમે બધું ખરુંજ માનવું જોઇએ? અને તે શા આધારે?

## નીરંગે કુસ્તી બસ્તન.

મી૦ માદને પોતાનાં આગલા લખાણમાં "નીરંગે કુસ્તી બસ્તન" નાં દસ્તુર નેરીઓશંગ ધવલનાં સંસ્કૃત લખાણનો દાખલો આપ્યો હતો, જેમાં કુસ્તીની શરૂઆત ફક્ત "અહુરમજદ ખોદાએથ," કરવા જણાવેલી છે છતાં તેમાં મી૦ માદને કેમના મજદાથી કુસ્તી

કરવા જણાવેલું છે એવો પોતાનો અભિપ્રાય આપ્યો, તે સામે હમારી દલીલ એ હતી કે, આ લખાણમાં કુસ્તીની શરૂઆત ફક્ત "અહુરમજદ ખોદાએથી" કરવા જણાવેલી એમાં પહેલાં શરૂઆતમાં "કેમના મજદા" ભણવી કે "સરોશની ક્ષ્નુમન" ભણવી એવું કશું જણાવેલું નથી તેમજ પાછળ "આસ્તુ ઈતીશ" પછી "અષેમ વોહુ" બી ભણવા જણાવેલું નથી છતાં "કૃત નિશ્ચયતા પરિપુર્ણ" યાને કુસ્તીનું ભણતર પુરૂં થએલું જણાવે છે. આ અધુરાં લખાણ માટે મી૦ માદન પોતા તરફથી કેમના મજદાની કુસ્તી કરવાનો અભિપ્રાય ઠોકી બેસાડે છે કે જે લખાણમાં "કેમના મજદા" જેવો બોલબી નથી. છતાંબી એ લખાણ માટે આપણે કબુલ કરીએ કે, એ સંપુર્ણ કુસ્તી કરવા માટે લખેલું છે. તો એ માટે હમારો અભિપ્રાય એ છે કે, એમાં સરોશની ક્ષ્નુમન ભણી પછી કેમના મજદાથી અહુરમજદ ખોદાએ યથા અહુવઇર્યો ૨) અષેમવોહુ ૧) જસમે અવંઘહે વીગેરે ભણી તમામ કરવી એવું જણાવેલું હોય. અને નીરંગે કુસ્તી બસ્તનનો ખરો અર્થ એજ થાય છે વીગેરે એનાં જવાબમાં મી૦ માદન "પાદીઆબ કુસ્તીનાં ભણતરની રચના નહિ સમજવાને કારણે ઉભા કીધેલા સવાલો" એવાં મથાળાં હેઠળ પોતે કેટલાક પક્કા યોજદાથ્રેગર હોય તેમ, કોઈ અભણ અને અજ્ઞાની મોબેદોને સમજાવવાની કોશેષ કરતાં હોય તે ઢપે છે કે, "મોબેદ સાહેબો નાની મોટી બાજ મુકયા પછી, હોમ ગાળવાની ક્રિયા પછી, દરેક ફ્રેસ્તાની બાજ ધરયા પછી ઇજશને વિસપરદ વંદીદાદ વીગેરે ક્રિયાઓ પછી અહુરમજદ ખોદાએથી કુસ્તી બાંધે છે. મી૦ માદન એક સાધારણ એરવદ જાણે એવા દાખલાઓ આપી "નીરંગે કુસ્તી બસ્તન"નો મરડી મોચરીને પોતાનોજ અર્થ ખરો કરાવા જહેમત કરે છે પણ એવી ક્રિયાઓમાં ભણાતી ખાલી "અહુરમજદ"ની કુસ્તીને પાદીઆવ કુસ્તી સાથે કશોજ સંબંધ નથી. ક્રિયાઓનાં સંબંધમાં આવતી એ કુસ્તીનો સીલસીલો તે ક્રિયાઓ સાથેજ જોડાયલો છે એને "નીરંગે કુસ્તી બસ્તન" સાથે કશું લાગતું વળગતું નથી "નીરંગે કુસ્તી બસ્તન"વાલી કુસ્તી ખાસ ક્રિયાઓને માટે શરૂઆતમાં કરવાની પાદીઆવ કુસ્તી માટે છે, જ્યારે "અહુરમજ ખોદાએની" કુસ્તી ક્રિયા સંપુર્ણ કરી કરવાની ખાલી કુસ્તી માટેજ છે કે જે કુસ્તીનો અમલ વંદીદાદથી ઉતર્યા પછી તેમજ કોઇબી બીજી ગેહ બદલાતાં ક્રિયા ખલાસ થઈ હોય તો, પછી તે અહુરમજદ ખોદાએની કુસ્તીનો અમલ ચાલી શકતો નથી. કારણકે તે યજ અને વદીદાદની ક્રિયાની તે ક્રિયાની જોડ મેળવવા માટે બીજી નવીજ પાદીઆવ કુસ્તી કરવી પડે છે. માટે મી૦ માદન એવા બીન માહીતીએ ઘોડો અને ગધેડો બેઉને જાહેર આલમમાં એક સરખા ઓળખાવવા માંગે એ કેમ ચાલી શકે? વળી એઓ પાદીઆવ માટે એવો તોલ્સો ફેંકે છે કે, કુસ્તીની તરીકત પાદીઆવ કરવાની ક્રિયા અને કુસ્તી બાંધવાની ક્રિયા એમ બે ભાગોની બનેલી છે પાદીઆવ કરવાની ક્રિયાનાં કલામોમાં ક્ષ્નઓથર અહુરહેમજદાઓ અષેમ વોહુ ૧) અને કેમના મજદા સમાઇ જાય છે કુસ્તી બાંધવાનાં કલામોમાં અહુરમજદ ખોદાએ યથા ૨) અષેમ ૧) અને જસમે અવંઘહેમજદ મજદ યસ્નો અહમી સમાઈ જાય છે. વીગેરે.

મી૦ માદન તો હમારા જેવા ઉદવાડયાઓ કે જેઓએ આ કુસ્તીનો સવાલ ઉપાડયો છે—તે ઉદવાડયાઓને તો તદન ભોટજ સમજે છે. પણ એવણ સાહેબ તો વાંચનારી આલમને બી ભોટજ સમજતા લાગે છે. "પાદીઆબ" કયાં ગણાય? અને પાદીઆબનો અર્થ શું થાય? તે જાણે કોઇજ સમજતું જ નહિ હોય તેમ મી૦ માદન કુસ્તીનાં બે ભાગ કરી કેમના મજદાને

પાદીઆબમ ગણાવે છે. એટલે એમ કે, ક્ષનઓથર અહુરનજદાઓ અષેમ વેહુ ૧) પછી કેમના મજદા પઢી પગી હાથ મોં ધેઈ અહુરમજદથી કુસ્તી કરવી શું એનું નામ પાદી આબ ? આપણુમાં પાદીઆબનો ખરો અર્થ ક્ષનઓથ અહુરહે મજદાઓ અષમ વોહુ ૧) પઢી હાથ મહેડુ પગ ધેઇ રૂમાલે નુછી કુસ્તી કરવા માટે તૈયાર થવું. એવો થાય છે; અને નામે મોબેદ બહેદીન અથોરનાનમાં એ રશમ એક સરખી ચાલે છે છતાં "સદદરે–બહેરે–તાવીલ"માં ૩૯ના બાબમાં એક કુસ્તી કરનાર પાદીઆબ કરવામાં અને કુસ્તી કરવામાં કોઈ બેદરકારી કરી ગફલતીથી ભુલ નહિ કરે તેની ચોંપ અને ધડો આપવા માટેજ તેમાં જણાવેલું છે કે, "કેમના મજદા પઢવા વગર કુસ્તી કીધી હોય તો એમજ જાણુ કે તું એ પાદીઆબ કીધેલાજ નથી." અને એજ મુવાફેક પ્રથમ મોઢું નુછવા વગર કેમના મજદા પઢવા સાથે કુસ્તી કીધી હોય તો પણુ તે પાદીઆબ નહિ કીધેલા બરાબરજ છે. માટે એ વાતમાં તું ખુબ હોશીઆરી રાખ." મી. માદન ઉપલા વાકયને પોતાના "નીરંગે કુસ્તી બસ્તાન" ના દાખલાને ખરો બેસાડવા પાદીઆબમાં કેમના મજદા ઘુસાડવાનો અર્થ કરે છે પણુ ઉપલા વાકયમાં એવું કાંઈ નથી જણાવ્યું કે કેમનામજદા ભણીને પછી પાદીઆબ કરવા એજ દરવજામાં પાદીઆબ કેમ કરવા તે ઉપર પ્રથમમાંજ જણાવેલું છે કે, તું પાદીઆબ કરવા ચાહે તહેવારે પ્રથમ એક અશેમવોહુ એટલે કે, ખશનોથર અહોરહે મજદાઉ અશેમ વેહુ ૧) પછી શેતાબ મોઢું બીડીને પકડેલી બાજને સાબેત રાખવી કર અને પછે દીનની સરત મુજબ હાત મોહોડુ તથા પગોને ધોવા કર અને જારે કે ધોઈ રહે તારે બીડેલુંજ મોઢું રાખે આ સાથે શેતાબ તે મહોડા તથા હાતને નુછી સફાઇ ભરેલા કરીને પછે તેજ વેલાએ આએ અવસ્તાને પઢવા કર," વીગેરે પાદીઆબ માટે એમાં આટલું સ્પષ્ટ છે છતાં મી. માદન હમારી દલીલોનો સીધો જવાબ નહિ આપી શકવાથી કુસ્તીના બે ભાગ બનાવી પાદીઆબનો અર્થ સમજાવે છે. પણુ મી. માદનજી, 'નીરંગે કુસ્તી બસ્તન'માં પાદીઆબ બોલજ કયાં જણાવેલો છે કે તેનો અર્થ તમારા કહેવા પ્રમાણે થઈ શકે ? તેમાં નથી કેમનામજદા કે નથી પાદીઆબ કરવાની બીનાં તો પછી એ કાં નહિ સરોશની ક્ષનુમનથીજ કુસ્તી કરવાની નીરંગ ધણી શકાય ? અને એ અસલ કાયદા પ્રમાણે સરોશની ક્ષનુમનથીજ કુસ્તી કરવાનું ભેદી લખાણુ છે. એમ હમો ભાર મુકીને કહેવાને તૈયાર છીએ.

વળી મી૦ માદન આગળ ચાલતાં મોટી ફીલસુફી સાથ જણાવે છે કે, "હવે દરેક જરથોસ્તી જાણે છે કે, પાદીઆબ કુસ્તીનાં અમલ વગર કોઈપણુ પ્રકારની આરાધના કે બંદગી થાય નહિ. હું સરોશની ક્ષનુમનની કુસ્તી કરનારા ઉદવાડેનાં મોબેદ સાહેબોને માન પુર્વક પુછવાની રજા લઉ છું કે, તમો હાજતે જઇ આવ્યા પછી તથા બીજા પ્રસંગો ઉપર જ્યારે તમારો પાદીઆબ કુસ્તીનો અમલ નહિ હોય, ત્યારે અષેમવોહુ ૩) ફ્રવરાને ભણીને તેમાં આવતી સરોશ યઝદની નાની ક્ષનુમન અને યથા અહુવઇર્યો જઓતા પછી આવતી સરોશની મોટી ક્ષનુમન ભણી સરોશ યઝદની યાદ ક્ષનુદી અને આરાધના કરો તે કેવી રીતે વાજબી ગણાય ? પાદીઆબ કુસ્તીનાં અમલ વગર કોઈપણુ પ્રકારની આરાધના થઈ શકે નહિ તો સરોશ યઝદની આરાધનાં કેમ થાય ?" વીગેરે.

મી૦ માદન પાછો વિચિત્ર સવાલ કરે છે કે, "પાદીઆબ કુસ્તી વગર સરોશ યઝદની અને કોઈપણુ પ્રકારની આરાધનાં કે બંદગી કેમ થઇ શકે ? પણુ મી૦ માદનને ખબર નહિ હશે કે, એક હાજતે જનાર તો પહેલાં હાજતની બાજ ધરી પછી હાજતે જઇ આવી અષેમ

૩) હુમતનામ ૨) હુક્ષ્થોતેમાઈ ૩) યથા ૪ અહુનેમ વઇરીમ યજમઇદે અષેમને એવા પવિત્ર અને મોતેબર અવસ્તાની આરાધનાથી બાજ મુકી પછી પાદીઆબ કરી જેવી રીતે પાદીઆબ કુસ્તી કરવા કેમના મજદાની મોતેબર નીરંગની આરાધના કરે છે તેવી રીતે પાદીઆબ કુસ્તી માટે સરોશની ક્ષ્નુમનની મારફતે કેમના મજદાની આરાધના કરે છે, એ રીતે સરોશની ક્ષ્નુમનથી પાદીઆબ કુસ્તીનો અમલ કરી પછીજ બીજી સરોશ બાજ ભણી સરોશ યઝદની આરાધનાં થાય છે; અને તે સાથે સરોશની ક્ષ્નુમનની કુસ્તી-વાલાઓ હાજતે જઈ આવી પહેલી એક કુસ્તી કરી પછી બીજાં ભણતરો અને બંદગીની આરાધનાને માટે ફરીજી બીજી પાદીઆબ કુસ્તી કર્યા વગર કોઈપણ ભણતર આગળ ચલવતા નથી. છતાં હમો પણ મી૦ માદનને માન પુર્વક પુછીએ છીએ કે, જો હજતે જઇ આવ્યા પછી પાદીઆબ કુસ્તી વગર કોઈપણ પ્રકારની અવસ્તાની આરાધના થઇ શકિત નહિ હોય, તો જ્યારે એક શખ્સ "ઇતેલામ" યાને શેતાનબાજી ગોશલ થનાર એક હાજતે જનાર કરતાં વધારે નપેતર અને અપવિત્ર છે. તે શખ્સ શેતાનબાજી પહેરેજવા માટે અજ હમા ગુનાહ પતેત પશેમાનુમથી ક્ષ્નઓથ અહુરહે મજદાઉ તરોઇદીતે (જાવત) અષેમવોહુ ૩) ફ્રવરાને ભણી સ્પેન્તયાઓ વઘહુયાઓ આરમ તોઈશની ત્યા વડી ક્ષ્નુમનથી આઅત અઓષેતે નો વંદીદાદ જેવાં પવિત્ર મહાન ભણતરની ૧૮ મી પરગરદ વાલો ફકરો ભણે છે તો પછી પેશાબ અને હાજત કરતાં આવી નપેતર અને અપવિત્ર હાલતમાં બીજા અષેમ અને ફ્રવરાને સાથે વંદીદાદ જેવા મોતેબર અને પવિત્ર અવસ્તાની આરધના કેમ ચાલી શકે છે? તેમજ નખ અને બાલ જેવી નસો અને અપવિત્ર ચીજ પહેરેજવા માટે આખા બુલંદ સરોશ બાજનાં અવસ્તા પઢી અષા વોહુ મનંઘહા તથા અહઅખષઆઓ વાલો વંદીદાદનીજ ૧૭ મી પરગરદમાનો ફકરો ભણાય છે. તે કેમ ચાલી શકે છે? માટે મી૦ માદનજી તમો આવા ભપકા ભર્યા સવાલો કરી જાહેર વાંચનારી આલમને અચંબામાં નાખવાની કોશેષ તો કરો છો. પણ આપને યોજદાથ્રેગરીને લગતા આવા બધાજ સવાલોની માહીતી તે કયાંથી હોય? કે તમો એક પક્કા યોજદાથ્રેગરને આવા સવાલો પૂછવાની હીંમત કરો!

## મી. માદને હમકલામનાં સંબંધમાં કીધેલો છબરડો.

હમકલામનો કાયદો હાલમાં રહ્યો છેજ કયાં? એ મથાળાં હેઠળ હમોએ હમારા આગલાં લખાણમાં કેટલીક હમકલામની બાબદો અને કલકત્તાના દોખમાની બાબદનો દાખલો આપ્યો હતો, તે બાબદનો ભાવાર્થ પુરતી રીતે સમજ્યા વગર મી૦ માદન છેડાઈ પડી જણાવે છે કે, "કલકત્તાના દોખમાની ભલતી સલતી વાતો લાવી અભ્યાસીઓનાં અભિપ્રાયોનો જવાબ આપવાની તજવીજ કરે છે." વળી આગળ ચાલતાં હમકલામની બાબદમાં જણાવે છે કે, "નાવરનાં ગેવરાની ક્રિયામાં, ગેતી ખરીદની ક્રિયામાં, નવો વરસ્યો બનાવવાની ક્રિયામાં અને નીરંગદીનની ક્રિયામાં એ ચાર ક્રિયાઓમાંજ માત્ર હમકલામ થવાનો પ્રસંગ આવે છે." વીગેરે.

મી૦ માદન વારંવાર હમારી તકરારોનો અને હમારી દલીલોનો અર્થ બીજે રસ્તે કરી, વાંચનારાઓને આડે માર્ગે દોરવી જાય છે. અને કલકત્તાની દખમાની બાબદને ભલતી સલતી વાતો જણાવે છે. જેને માટે ભારી ચકચારો ચાલી. દેશ દેશનાં મી૦ માદન જેવા

અભ્યાસીઓ અને દસ્તુર દાવરોનાં મતો પુછાયાં, જે વાતે ગંભીર રૂપ લીધું, અને એકજ દોખમાં પર બે જુદી જુદી રશમવાલા પંથનાં, અને જુદી જુદી જાતની સરોશની ક્ષ્નુમનની કુસ્તીવાલા અને કેમના મજદાની કુસ્તીવાલા ક્રિયા કરે, તે દોખ્મા જેવી બાબદ માટે ગંભીર સવાલ આવી ઉભો રહ્યો. તેને મી૦ માદન ભલતી સલતી વાતો જણાવે છે. એ હમારી મોટી અજાયબી છે. જ્યારે કેમના મજદાની કુસ્તીના સવાલમાં કેટલાક આપના અભ્યાસીઓએ એવો અભિપ્રાય આપ્યો હતો કે, "જે કુસ્તીથી કોઇપણ "આલાત" અથવા કેબ્લો તૈયાર કર્યો હોય, તે પર તેજ કુસ્તીથી દરેક ક્રિયા થવી જોઇએ તેમાં કોઇ બીજી જાતનાં ભણુતરની કુસ્તી કરી ક્રિયા કરે તો, આલાત અથવા કેબ્લો અવાવ થએલો આપણા મોબેદી તરીકા પ્રમાણે ગણાય."

આ અને આવા બીજા દાખલાઓનાં કારણમાં મેં કલકત્તાના દોખમાંનો દાખલો આપ્યો હતો કે, જે પર જે કુસ્તીવાલાં ક્રિયા કરે તે પર બીજા ભણુતરની કુસ્તીવાલો ક્રિયા કરે તો તે અવાવ ગણાતું હોય તો, કલકત્તાનાં એકજ દોખમાં પર બે જુદા જુદા પંથવાલા અને બે જુદી જુદી કુસ્તીવાલાઓએ જે ક્રિયાઓ કીધી તે દોખ્મું અવાવ ગણાયું ? અને એ માટે જે અવરતા અભ્યાસીઓ અને દસ્તુરોએ જે અભિપ્રાયો આપ્યા હતા તે ખોટા હતા ? એ મારા લખાણનો ભાવાર્થ નહિ સમજવાથી મી૦ માદન ખુબ છંછેડાઇ પડયા છે. અને કદીમી શેનશાહી વચ્ચેનો વધુ દાખલો આપતાં જણાવે છે કે, "આજે પણ મુંબઇમાં કોઈ શ્રીમંત કદમી કુટુંબમાં મરણ નીપજે છે ત્યારે સરોશ વીગેરે પાવમહેલની ક્રિયાઓ શહેનશાહી અને કદીમી મોબેદો પાસે જુદી જુદી તેઓની જોડે જોડ કરાવે છે. "અને તેની સામે કશો વાંધો લેવાતો નથી વીગેરે."

મી૦ માદન આપણી તકરારથી તદન આડા ફાંકે છે. એક ઉરવાનની ક્રિયા શહેનશાહી અને કદીમી બે પંથનાં જુદી જુદી મોબેદની જોડ જુદે જુદે ઠેકાણે કરતી હોય તો, તે માટે વાંધા જેવું હોયજ શું ? પણ અહીં તો તકરાર એવી છે કે, એક નવા દોખ્મા જેવાની ક્રિયા થાય તે પર એક વેળા પાયાની ક્રિયા એક પંથવાલો સરોશની ક્ષ્નુમનથી તેના રીત રીવાજ મુજબ કરે; અને તે પરજ બીજી વેળા બીજા પંથવાલા કેમના મજદાની કુસ્તીથી તેના રીત રીવાજ પ્રમાણે ક્રિયા કરે એટલે એકજ નવા દોખ્મા પર જુદી જુદી જાતનાં બે જુદા જુદા પંથવાલાઓએ જુદી જુદી કુસ્તીથી ક્રિયા કીધી. તે દોખ્મું પેલા કેમના મજદાની કુસ્તીનો અભિપ્રાય આપનારા અવરતા અભ્યાસીઓનાં કહેવા પ્રમાણે અવાવ ગણાય કે કેમ ? અને એ માટે જે અવરતા અભ્યાસીઓ અને દસ્તુર દાવરોએ અભિપ્રાયો આપ્યા છે તે ખોટા છે કે ખરા ? એ ઉપલી બાબદો જોતાં હમારા દેખઇતા એને સત્ય સવાલો છે. એમાં મી૦ માદનને ભલતી સલતી વાતો શું લાગે છે ? મી૦ માદો મારૂં લખાણ બરાબર વાંચી તે પર મનન કર્યું હતે તો આવું અજ્ઞાનપણું કદાચજ બતાવતે !

વળી આગળ ચાલતાં મી૦ માદન હમકલાંમની બાબદ એક પક્કા યોજદાથ્રેગર માફક કેવીક સમજતા હોય, તેમ હમકલાંમ થવાનો ઉપર મુજબ ફક્ત ચાર વખતનો પ્રસંગ બતાવે છે કે, જે મોટી ક્રિયાઓનો હમકલાંમનો તરીકો અનેક યોજદાથ્રેગર મોબેદો સાધારણ રીતે સમજે છે. પણ હમકલાંમ શું ? અને બીજી ક્રિયાઓમાં હમકલામનો કાયદો કેમ બજવાય છે. તેની માહીતી મી૦ માદનને કયાંથી હોય ? હમકલાંમનો મૂળ અર્થ બેઉએ એક સરખા

અમલથી સાથે ભેળાવું. જ્યારે કોઈપણ યજશને, વીસપરદ, વંદીદાદ, અને "અશહયા પહેના-બાદ"ની બાજ, વીગેરે ક્રિયાઓ થાય છે. ત્યારે તે ક્રિયા બે સરખી ખુબનો અમલ ધરાવનાર હમકલાંમ મોબેદો સિવાય તે ક્રિયા કોઈ બીજા ખુબનાં અમલ વગરનાં બરશનુમ ધરાવનાર યોજદથ્રેગર મોબેદથીબી થઈ શકતી નથી. આફ્રેગાન, જશન, વીગેરે ક્રિયામાંબી મોબેદની જોડ હમકલામ થઇ કામ કરે છે. આતશે બહેરામની "બ્રધન" કાઢવી વીગેરે ક્રિયા હમકલાંમના પેવંદ સિવાય થઇ શક્તિજ નથી. જોર પેવંદ સાથની ક્રિયાઓ તે હમકલાંમીજ કહેવાય છે. જ્યારે મી૦ માદન ઉપલી મોટી ચાર ક્રિયાઓનેજ હમકલાંમ સમજી, બીન માહીતીએ છબરડો કરે છે. એવા કારણોને માટેજ હમોએ જણાવ્યું હતું કે, એક હમકલાંમનો બારીક કાયદો એક પક્કો યોજદાથ્રેગર પોતાનાં જાતિક અનુભવથી જેટલી બારીક ફીલસુફીથી સમજી શકે છે તેટલી બારીકીથી એક અવરતા અભ્યાસી સમજી શકતો નથી. કારણ કે અવરતા અભ્યાસી ફક્ત વાંચી તેનું અનમાન બાંધે છે. માટે હમકલામ અને ધર્મને લગતા બીજા બારીક અને છુપા કાયદાઓની તકરાર કોમ પરકોમમાં વંચાતા જાહેર છાપાઓમાં કરી આપણા ધર્મની અને આપણા અથોરનાન ટોળાની વગોવણી કરવા હમો રાજી નથી; એ કાર્ય આજનાં શીખેલા ભણેલામાં ખપતા અભ્યાસીઓજ પોતાનો કક્કો ખરો કરવાની મંમતને લીધે ભલે કરે! હમારૂં કહેવું છે કે, આપણા ધર્મની ક્રિયાઓ અને કેબલાઓ માટે "અવાવ" અને "નારવા" શબ્દ જાહેરમાં કોમ—પરકોમમાં વાપરવો એ એક અથોરનાન જાદાને કોમ પરકોમમાં શરમાવનારૂં છે. એક ધર્મના સવાલની તકરાર પોતાના જ્ઞાનની મોહટાઇ બતાવવા કાજે જાહેર છાપામાં કરવાની નથી ધર્મની બાબદોનો નમનતાઇથી તકરારમાં ઉતરી વાજબી નીવેડો આણવો જોઇએ!

## છેવટનાં બે બોલ.

છેવટનો જવાબ આપતાં મી. માદન જણાવે છે કે ભુલ્યા ત્યાંથી ફરી ગણો વીગેરે.

મી. માદન હમો ભુલ્યા હોઈશું તો જરૂર ફરીથી ગણીશું! હંમોએ ધર્મ અભ્યાસીઓ અને અવરતા અભ્યાસીઓને જે તેઓએ કેમનામજદાની કુરતી માટે પોતાની દલીલો રજુ કરી હતી. તેજ દલીલો પર હંમોએ નુકતેચીની કરી હંમોએ પુરતી રીતે જવાબ આપી દેખાડી આપ્યું છે કે, અસલના રિવાજમાં સરોશની ક્ષ્નુમનનીજ કુરતી જાયજ હતી સદહર કેતાબનો તરજુમો કરનારાઓની ગફલતીને લીધે કેમના મઝદાનો રિવાજ પડયો છે એમ હમોએ પુરતા દાખલા દલીલોથી અને અભ્યાસીઓની સાહદતોથી સાબેત કરી આપ્યું છે, માટે હમોએ તો ભૂલ ભરેલાં પગલાં લીધાં નથી પણ જેઓએ ભૂલ ભરેલાં પગલાં લીધા છે અને અસલની સાહદતોનો અનર્થ કરી જે પોતાની માન્યતાને ખરી પાડવા માટેના અભિપ્રાયો આપ્યા છે તેઓ સત્ય શોધક ગણાયજ નહિ તેઓ ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણે તો સાચની સેવા બજાવેલી ગણાશે. હમોએ મી માદનની માફક લંબાણ આડકતરૂં પીંજન કરી હમારો બચાવ શોધ્યો નથી હંમોએ સરોશની ક્ષ્નુમનની કુરતીના દસ્તાવેજી દાખલાઓ આપ્યા છે તેને મી. માદને ખરી દલીલો સહીત તોડવાને બદલે, આ તો ખોટું છે, અને આ તરજુમો, વાજબી નથી, ફલાના તરજુમાંમાં તરજુમો કરનારે જાણી જોઇને સરોશબાજ લખી છે, આ કદીમી માટે છે આ શહેનશાહી માટે નથી, આતો જુદું છું વીગેરે વીગેરે અર્થ વગરના અભિપ્રાયો આપી તેને જાહેરમાં તોડવાની કોશેશ કીધી છે. તેનો દલીલો સહીત હંમોએ ટુંક ખુલાશો કર્યો છે જેનું તોલ વાંચનારી આલમ કરી લેશે.

[આ નીચલું લખાણુ અમે જમશેદ પત્ર પર મોકલ્યું હતું પણ તેના અધિપતિએ એ પ્રગટ કર્યું નથી.]

# કેમના મજદાની કુસ્તી.

## મોબેદ ખુરશેદજી પટેલ અને મોબેદ જામાજી કટીલાની દલીલો માટે ટુંક ખુલાસો.

મી. એડીટર, આપના ગઇ તા. ૧૯ના અંકમાં મોબેદો ખરશેદજી પટેલ તથા જામાજી કટીલાએ એરવદ ઉનવાલાની દલીલોની તપાસ લીધી છે તેમાં કેટલીક બાબદો વાંચનારી આલમને આડે માર્ગે દોરવનારી છે તે બદલ હમારો ટુંક ખુલાસો આપના પત્રમાં પ્રગટ કરવા મહેરબાની કરશોજી.

મોબેદો પટેલ–કટીલાની જોડી જણાવે છે કે "અજાયબી તો એ છે કે, આજસુધી સરોશની ક્ષ્નુમનની કુસ્તીના ટેકામાં કોઇ પણ અભ્યાસી અગર દસ્તુર દાવરોએ જાહેરમાં કોઇપણ ધાર્મિક યા તવારીખને લગતી પુસ્તકીમ સહાદતો બતાવી નથી, ત્યારે મી. ઉનવાલા અભ્યાસીઓની જગ્યા લેવાને બહાર આવ્યા છે."

એમાં અજાયબી શું છે? એરવદ ઉનવાલાએ ધાર્મિક અને તવારીખ પુસ્તકોનો પોતાની અદના શક્તિ મુજબ અભ્યાસ કરેલો છે, અને ધાર્મિક પાવમહેલની ક્રિયાઓ તથા તવારીખી વંશાવળીનાં પુસ્તકોનાં પ્રગટ કરનાર છે; અને એઓ પોતે એક ઉદવાડેનાં જાણીતા પક્કા યોજદાથ્રેગર મોબેદ છે, તેથી એઓએ અવસ્તા અભ્યસીઓને દસ્તાવેજી સાહદતો સહીત વાજબી દલીલોપુર્વક જવાબ આપ્યા છે, જે દલીલો અવસ્તા અભ્યાસીઓએ કરી છે તેમાં કેટલું વજુદ છે, તે એ. ઉનવાલાએ બતાવી આપ્યું છે જેનો મી. એદલજી માદન નામનાં ગ્રહસ્થે વળતો જવાબ આપવાની કોશેશ કીધી છે, પણ તેમનાં તે લખાણમાં અંગત ટીકાઓ અને પોતાનાં અનુમાનોના અભિપ્રાયો સીવાય બીજી કોઇબી સત્તાવાર દલીલો નથી. છતાં એનો જવાબ આપવાને એરવદ ઉનવાલા પુરતા સામર્થવાન છે.

વળી આગલ ચાલતાં મજકુર મોબેદ સાહેબો જણાવે છે કે, "ખુદ બહેરામશાહ શરોફે સરોશની ક્ષ્નુમવાલી કુસ્તીતો સને ૧૯૨૧ માં રચી હતી, અને તે બાબે ખુદ ચોપડીજ સહાદત આપે છે, તો આ કુસ્તીનાં રચનારે ચોપડી ઉપર જે સને મુકયો છે તે ખરો કે ખોટો? તો પછી ઉદવાડામાં ૨૫ વર્ષથી સરોશની ક્ષ્નુમનવાલી કુસ્તી કયાંથી આવી વીગેરે." જો કે આનો જવાબ ક્ષ્મે ક્ષ્નુંમ–ઇનસ્ટીન્યુટનાં અગ્રેસરોએ આપવાનો છે, છતાં હમોને બોલવાની ફરજ પડે છે કે, મોબેદો પટેલ–કટીલાની જોડી આ બાબદ ખાસ જાણી જોઇને ખોટી લખે છે, બેહેરતબહેરે બહેરામશાહ શરોફે આ શરોશની કુસ્તી પોતે રચીજ નથી, તેમ કોઇને સરોશની ક્ષ્નુમનનીજ કુસ્તી કરવાની ફરજ પણ પાડી નથી, મરહુમ શરોફે સરોશની ક્ષ્નુમનની કુસ્તી અસલ રિવાજમાં જારેજ હતી તે પર ઇલ્મે ક્ષ્નુમના આધારે ફકત અજવળુ નાંખ્યું છે; અને ઇલ્મે ક્ષ્નુમ ઇન્સ્ટીટ્યુટ સને ૧૯૧૦નાં બરપા થયું ત્યારથીજ તેઓના મેમ્બરોમાં અને બીજાઓમાં સરોશની કુસ્તીની શરૂઆત થઇ ચુકી હતી; તે વખતના ફ્રશીગર્દમાં અને ત્યાર પછી ઇ. સ. ૧૯૧૬માં ઇલ્મે ક્ષ્નુમ ઇનસ્ટીટ્યુટ તરફથી "પાદ–રૂઝ"

નામનું ચોપાન્યુ બહાર પડયું હતું તેમાં સંપુર્ણ સરોશની ક્ષ્નુમન સાથની કુસ્તી આવી ગએલી છે, છતાં મોબેદો પટેલ કટીલા સાહેબો ને કહેવામાં આવ્યું કે આ હમારો વાંધો ૧૯૨૯માં જ્યારે બંધારણ ઘડાયું ત્યારે કાન લીધો તો આ હકીકતથી એઓની બાજી અને શરોશ બાજની કુસ્તી સામેની એઓની જેહાદની ખરી પણ બાતેન નેમ ઉઘાડી પડી ગઇ, ત્યારે તેઓ આ નાપાયદાર દલીલ કરે છે કે ખુદ શરોશની કુસ્તી ઈ. સ. ૧૯૨૧માં હસ્તીમાં આવી હતી!

આગળ ચાલતાં મોબેદો પટેલ કટીલા જોડી જણાવે છે કે "એરવદ ઉનવાલાએ જે પાવ મહેલની ચોપડી પ્રગટ કીધી છે તેમાં તો આ સરોશબાજની કુસ્તીનું નામ નીશાન પણ નથી વીગેરે," આ ઉપરથી જણાય છે કે, મયકુર મોબેદસાહેબો મી. ઉનવાલાની પાવ મહેલની ક્રીયાની ચોપડીનો બરાબર અભ્યાસ કર્યા વગરજ આવા ઓરગાઓ મારવા બહાર પડયા છે મી. ઉનવાલાની ચોપડીનાં ૧૬૯માં પાનાની ફુટ નોટ પર નીચલી નોંધ લખેલી છે કે, "પહેલાં બચ્ચાને દાદર અહુરમજદની ક્ષ્નુમનથીજ કુસ્તી બંધાવી બાજ મુકો પછી **સરોશની ક્ષ્નુમનથી** પાછી બચ્ચાંને કુસ્તી બંધાવવી જોઇએ."

કેમે મોબેદો પટેલ-કટીલા મી. ઉનવાલાની ચોપડીમાં સરોશબાજની કુસ્તીનું નામ નીશાન નહિ હતું તો, આ કયાંથી આવ્યું? પટેલ-કટીલા સાહેબો તમો ખરૂં લખો અને સિદ્ધી દલીલો કરો તો તેમા માન અને શોભા છે આવું ખોટું લખી જાહેર આલમને ખોટે રસ્તે દોરવવાની જરૂરજ શું?

દસ્તુર બરજોરજી મીરઝાં સરોશની કુસ્તી કરતા હતા, એ દંતકથા ઉડવાડામાં વડીલોથી જાણીતી છે, મરહુમ ફારસીનાં ખાં હતા, અને ફારસીના બીકટ સવાલોનો ઉકેલ કરવાની ઘણીજ ઉલટ રાખતા હતા, જેથી એવણે ફારસી કેતાબનો વાજબી ઉકેલ કરી સરોશની ક્ષ્નુમનની કુસ્તી કરતા હતા, એ સિદ્ધ વાત છે. એમાં ઓરંગા જેવું કાંઇ નથી. તેમજ વળી મયકુર જોડી જણાવે છે કે, ઉદવાડામાં બોય જુદી જુદી રશમોથી દેવાતી આવી છે અને ક્રીયાઓબી જુદી જુદી રશમોથી થાય છે એ કહેવું સદંતર ખોટું છે. વીગેરે ખુદ ઉદવાડામાં કેટલીક ક્રીયાઓ તેમજ ઇરાનશાહની બોય વીગેરે જુદી જુદી રીતે થાય છે; અને એ આપણા ટોળામાં જાણીતી વાત છે; અને એ હમોએ હમારા યોજદાથ્રેગરીનાં અનુભવથી જાણેલું છે, અને તે સાબેત કરવા પણ હમો તૈયાર છીએ પણ બીચારા મોબેદો ખરશેદજી પટેલ તથા જામાજી કટીલાએ કઈ સંપુર્ણ યોજદાથ્રેગરી કીધેલી કે, એ અનુભવ તેઓને હોય? મી૦ ઉનવાલાએ પોતાની ચોપડીમાં જુદી જુદી રશમોથી ક્રિયા થાય છે એ નથી લખ્યું એ પોતાના ટોળાનું હિત અને માન સાચવવાનું ડહાપણુજ કર્યું છે??

મોબેદો પટેલ-કટીલા જોડી ઉદવાડાની સરોશની ક્ષ્નુમનની કુસ્તીવાળી ૧૦૪ વર્ષની ચોપડી માટે પોતાના અનુમાનોને લગતાં જાતે જાતના વિવેચણો કરે છે, કે એનો લખનાર કોણ છે? એનો લખનાર કયા ટોળાનો છે?? પુસ્તક કેટલા પાનાનું છે??? વીગેરે. પણ મયકુર મોબેદ સાહેબોને ખબર તો હશેજ કે, જ્યારે આપ સાહેબોએ નવા બંધારણ વખતે કહેવાતી ચોથી પક્ષનાં પોતે પોતાની મેલે લીડર બની સરોશની ક્ષ્નુમનની કુસ્તી સામે જે ઝુંડો ઉઠાવ્યો હતો, ત્યારે એજ ચોપડીની હમારી સહાદત માટે તમોએ ઉપલાજ સવાલો ઉભા કીધા હતા. તે પ્રસંગે દરેક જણની ખાત્રી માટે લગભગ બે મહીના સુધી એ સરોશની ક્ષ્નુમનની કુસ્તીવાળી ચોપડી ઉદવાડાની મર્હુમ મોબેદ બીખાજી દી. ઉનવાલા ઝોરાસ્ટ્રીયન

લાયબ્રેરીમાં ખુલ્લી મુંકી હતી; અને એ ચોપડી લાયબ્રેરીમાં ખુલ્લી મુકી છે. એ બદલ એ કુસ્તીનો લખાણ સાથનાં લીફલેટો દરેકની જાણ માટે છપાવી આપ્યાં ગામમાં તે વખતે વહેંચ્યાં પણ હતાં, તો તે વખતે મોબેદો પટેલ-કટીલા જોડી પુરતી તપાસ કરવા માંગતે તો કરી શકતે; અને તેનું સાલ, સંવત, વીગેરે બધુંજ માલમ પડી આવતે. છતાં એ મજકુર સાહેબોએ આ ચોપડી તપાસીબી હોય, અને આજે જાહેર આલમને જણાવવા આ રીતે ઉલ્ટું લખતા હોય તો તે માંટે પણ હમો ઘણાં અજબ થઇશું નહી! વળી એઓ ૧૦૬ વર્ષની અને ૧૫૫ વર્ષની ચોપડીઓની સાહદત આપે છે પણ તેનાં કયાં પાનાં પર શું લખ્યું છે? અને તેમાં કેમના મજદાની કુસ્તી કરવી અને સરે.શતી કુસ્તી નહી કરવી. એવું લખેલાનો પુરાવો શું છે? તે તો મચકુર સાહેબો કાંઈ જણાવતાજ નથી. તો પછી એ ભાઇઓની આ દલીલો શા ખપની?? તેમજ મોબેદ પેશતનજી ઉનવાલાના અભિપ્રાયનો દાખલો આપી મી૦ ઉન-વાલાને અજાયબ કરવા માંગે છે પણ ભાઇઓ સૌ પોતાનાં અંગત વિચારો બહાર પાડવાને મુખત્યાર છે. પેશતનજી ઉનવાલાએ સરોશની કુસ્તી માટે પોતાનું અજાણપણું બતાવ્યું હોય તેમાં અજાયબી જેવું શું છે? હું સરોશની કુસ્તી કરતો હોઉં તો, મારા ભાઇએ કે મારા બાપેબી તે કરવીજ જોઇએ એવું દબાણ હમો કોઇને કરતા નથી એ સર્વેનાં અંગત વિચારોની વાત છે. ઉદવાડામાં ક્રીયાઓમાં અસલથીજ જુદી જુદી મતફેરીઓ અને રસમો ચાલે છે, તેમ આજે પા સદી થઇ સરોશની કુસ્તીની રસમ ચાલે છે, છતાં કુસ્તીનાં સવાલ માટે ઉદવાડાની અનજુમને પોતાનાં નવાં બંધારણમાં એનું નીરાકરણ કરેલું છે. મોબેદ ખરશેદજી પટેલ અને જામાજી કટીલા હમકલામનો કાયદો સમજાવવા બહાર આવ્યા છે, પણ એમ કરવા જતાં આપણા આખા સંજાણાં ટોળાનેજ ખમવું પડશે. હમકલાંમનો કાયદો સમજાવવાનું કામ તમારૂં નથી એ કામ પક્કા યોજદાથ્રેગરેનું છે!!!

લી૦ મંનચેરશાહ શાપુરજી ભાધા.



(નોટઃ—આ લખાણ મી. એદલજી ફરામજી માદનના જામે-જમશેદમાં પ્રગટ થએલાં લખાણના જવાબમાં મોકલ્યું હતું પણ પાછળથી જામે-જમશેદે આ ચર્ચા બંધ કરેલી હોવાથી એડીટરે તે છાપ્યું ન હતું.)

# કેમૂના મજ્દાની રેવાજી કુસ્તી.

## મી. માદને સરોસની ક્‌નુમનની કુસ્તી કરનારાઓ ઉપર કીધેલી નુક્તેચીનીની ટુંક તપાસ.

લખનારઃ— એરવદ, દીનશાહ કાવસજી સીધવા—ઉદવાડા.

'જામે-જમશેદ'ના માનવંતા અધીપતી સાહેબ, જોગઃ—

જત આપના લોકપ્રીય પત્રનાં ગઈ તા. ૫ તથા ૧૨ મી ઓગસ્ટ ૧૯૩૫ના અંકમાં મી. માદન નામના એક શખ્સે એ. ઉનવાલાના લખાણનો જવાબ આપતાં કાંઈક ઢીંગડ ઢાંગડથી ભરેલો જવાબ આપ્યો છે, તેનો ટુંક ખુલાસો નીચે મુજબ છાપવા મહેરબાની કરશોજી.

મી૦ માદને એ ઉનવાલાના મુળ મુદ્દાઓ સફાઈથી ઉડાવી દઈ, વધુમાં એ. ઉનવાલાનેજ જવાબ આપવાને બદલે તેઓ ગઇ તા. ૫ તથા ૧૨ મીના 'જામે' ના અંકનાં પોતાનાં લખાણમાં બીજા તેમના પક્ષકારો એટલે સરોશની ક્‌નુમનની કુસ્તી કરનારાઓને સંબોધી જે નુંકતેચીનીઓ કરી ગયા છે, તેથી તેનો જવાબ આપવાની મારા તરફથી તેમજ મારા પક્ષકારો તરફની ફરજ સમજું છું. મી૦ માદન અને એ. ઉનવાલા પોત પોતા વચ્ચે ગમે તેમ જવાબ આપી શકતે પણ મીં૦ માદને નાંખેલી ઉપલી બેવડી ફરજ જો નહી બજાવાય તો ઈન્સાફના હકને ગેર ઈન્સાફ થવાનો સંભવ છે. અને હું આશા રાખું છું કે, 'જામે-જમશેદ' ના માનવંતા અધીપતી સાહેબ વાંચનારી આલમને ખરાં ખોટાનું તોલ કરવાને માટે મારો આ ખુલાસો જરૂર છાપી બહાર પાડશે.

## મી. માદને હમારી સામે ઈલ્મેક્‌નુમના અભ્યાસીઓને ઉશ્કેરણી કરવા રચેલી બાજી.

મી૦ માદન ઈલ્મેક્‌નુમના કેટલાક દીલસોઝ હોય તેમ હમારી સામે ક્‌નુમના અભ્યાસીઓને ઉશ્કેરવાની બાજી રચતા જણાય છે. તેવણ લખે છે કે, 'ઈલ્મેક્‌નુમના નામે તેને આગળ ધરી પોતાનો બચાવ શોધે છે, તથા ઈલ્મેક્‌નુમના સ્પીરીટથી વેગળુ છે, તેમજ વખત કવખત ઈલ્મેક્‌નુમનું નામ આગળ ધરી તેને શા માટે બદનામ કરે છે?' વળી આગળ વધી એજ લખાણમાં "ઈલ્મેક્‌નુમના કેટલાક અગ્રેસરો સાથે મને એ બાબદમાં વાતચીત થઈ છે, અને તેઓ પણ તમારાં એ કામ તરફ નાપસંદગી દેખાડે છે.' વીગેરે.

મી. માદને જાણવું જોઇએ કે, ઈલ્મેક્‌નુમના નામે હમુને બચાવ કરવાનો રહ્યો છેજ કયાં? હમોએ તો તમોએજ દેખાડેલી અને બતાવેલી ચોપડીઓ કે જેને માટે તમારો જેટલો ઉપકાર માન્યે એટલો થોડોજ છે, તેજ ચોપડીઓથી તમુને સરોસની ક્‌નુમનની કુસ્તીનું

પુરાતનપણું અત્યાર આગમચ સીદ્ધ કરી આપ્યું છે. હમોએ ઇલ્મેક્ષ્નુમની તપાસે એનો ખુલાસો ક્યોંજ નથી તો પછી કેવી રીતે તેનું નામ બદનામ કીધું એમ આપ ગણી શકો છો? અને એનાં ઇલ્મેક્ષ્નુમનો સ્પીરીટ આવ્યો ક્યાં? ત્યારે શું જાહેરમાં આ ઇલ્મેક્ષ્નુમીટ ભાઇઓને હમારી સામે ઉશ્કેરવાની મી. માદનની ખુલ્લી બાજી નથી! મી. માદન! ક્યા ક્ષ્નુમીસ્ટ ભાઇઓએ તમુને આ સરોસની કુસ્તીનું કામ ખોટું છે એમ કહ્યું છે? તે તમો નૈતીક હીંમત બતાવી તેઓનાં નામો જાહેરમાં ન લાવો? ઉસ્તાદ સાહેબ તથા હમારા ભાઇઓને જે વાતચીત થઇ તેમાં હમારા અસલ રીવાજોમાં કેટલુંક એમની સમજાવટથી મળતું આવ્યું હોવાથી હમોએ ચાલુ કીધું છે. અને ઉસ્તાદ સાહેબે જે અસલમાં હતું તેની યાદ હમોને પાછી તાજી કરી આપી છે. વળી મી. માદન લખે છે કે, 'ઇલ્મેક્ષ્નુમવાળા સાહેબોની ખુલ્લી માન્યતા છે કે, બરષ્નુમવાળા મોબેદો પોતાના ચાલતા આવેલા જુના સીલ સીલાથી વેગળા જઇ કોઇપણ પ્રકારની ક્રિયા કરે તે વાજબી લેખાય નહી' વીગેરે. મી૰ માદનને જણાવવાની ભાગ્યેજ જરૂર હોય કે હમોએ કોઇપણ ક્રિયામાં આજસુધી ફેરફાર કીધો નથી. કેવા પ્રકારનો ફેરફાર કરવો અને તે કરવો કે નહી એ હમો સારી રવેશે સમજી શકયે છીએ. કુસ્તી એ કાંઇ પાવ-મહેલની ક્રિયા કહેવાતી નથી પણ **એક જરથોસ્તીએ પોતાનાં તનની ખોરેહની ચાલુ જાળવણી કરવા માટેનું ઉમદા હથ્યાર છે.** જો આવી રીતે ક્રિયા અને ભણુતરો વચ્ચેની ભેળસેળ કર્યા વગર તે બરાબર સમજવામાં આવે તો પછી આવી ખોટી અને નાહક ચર્ચા રહેજ ક્યાં? જો એક ધર્મ અભ્યાસી તરીકેનો દાવો કરતા ભાઇઓ ક્રિયા અને ભણુતર એ બે વચ્ચેનો તફાવત સમજી કે સમજાવી ન શકે તો પછી તેઓના અભિપ્રાય ઉપર વાંચનારી જાહેર આલમે કેટલી અને કેમ મુદાર બાંધવી?

મી૰ માદન કહે છે કે, "પોતાના ટોળાના સ્થાપીત થએલા કાયદાઓ ધ્યાનમાં લઇનેજ ક્રિયા ભણુતરો કરવાનાં છે," વીગેરે. મી૰ માદનને જાણવું જરૂરી છે કે, હમો તો હમારા સ્થાપીત હકોથીજ ચાલ્યે છીએ, અને સરોસની કુસ્તી **હમારા ટોળાના અને હીંદુસ્તાનની માનવંતી વડીલ દસ્તુરી ગાદીના બુઝૉર્ગ અને પરહેજગાર દસ્તુરજી બરજોરજી મીરઝાં કરતા હતા.** તેજ હકથી હમોએ ચાલુ કરી છે. પણ મી. માદન મને પુછવા દો કે તમારા ટોળામાં જે જે અસલ રીવાજો હતા તે બધા આજે ચાલુજ છે કે? શું તમારા ટોળાવાલાઓ અસલથીજ બરષ્નુમ સાથે રેલ્વેમાં સેકન્ડ ક્લાસમાં મુસાફરી કરતાં હતા કે? જે ગમે તે ટોળાલાવાઓ સાથે પદાન બાંધતા હતા કે? એ તમારા ટોળાના આ અંગત એતેકાદ માટે આપ શું અભીપ્રાય જણાવો છો?

મી૰ માદન લખે છે કે, "જો તમારા ટોળાના કોઇ સુધરેલા વીચારના જવાન્યાઓ પોતાના અંગત એતેકાદને આગળ ધરી નવજોત અને બીજાં પ્રસંગો ઉપર નહાન આપતી વેળા નીરંગને બદલે હોમનું પાણી વાપરવાની શરૂઆત કરશે તો તમો વધાવી લેશો કે? વીગેરે." ભાઇજી માદન! ફક્ત પૈસાના લોભ અને નીચતા ખાતર આવા એક અથોરનાનને એબ લગાડનારા કંગાળ કુધારા આજસુધી હમારા સંજાણા ટોળાએ તો શરૂ કર્યાંજ નથી; અને કરશે પણ નહી. પણ મને દીલગીરી સાથે કહેવું પડે છે કે, આ **હોમના પાણીનો કુધારો તો આપ ભાઇજીના ટોળામાં વર્ષોથી ચાલુ થઇ ગયો છે.** તે શું મી૰ માદનને ખ્યાલ કે ખબરજ નથી કે? કેવી અજાયબી?!

## ઉદવાડેવાલા મરહુમ દસ્તુરજી બરજોરજી મીરઝાં.

મી૦ માદન વાંચનારી આલમની ટીલસોઝી ખેંચતા લખે છે કે, "દસ્તુર બરજોરજીનાં નામ સાથે એ. ઉનવાલાએ છુટ લીધી છે, તેમજ મરહુમ દસ્તુરજીને એમનાં કુટુંબીઓએ કે તેમનાં નજદીકનાં સગાંઓએ સરોસની કુસ્તી કરતા જોયા નથી" વીગેરે. મી૦ માદને જાણવું જોઇએ કે, એમના ખેશીઓએ કે ઉદવાડાના યઓજદાથ્રેગરોએ જો એમને આ કુસ્તી કરતાં જોયા ન હતે, તો જરૂરજ એમનાં કુટુંબીઓ તે વાત ના પાડતે. પણ અત્યાર સુધી એમનો એક પણ કુંટુંબી બહાર પડી આ વાત ના કહેતો નથી. એટલે એજ પુરવાર થાય છે કે, એમનાં કુંટુંબીઓ જાણતા અને જોતા હતા કે, મરહુમ દસ્તુરજી સરોસની ક્ષ્નુમન સાથની સંપૂર્ણ કુસ્તી કરતા હતા, કે જે કરવાની એક જરથોસ્તી તરીકેની આધન ફરજ છે. મી૦ માદન સવાલ કરે છે કે, "દસ્તુરજી સાહેબ કઇ કુસ્તી કરતા હતા." વીગેરે. એક શહેનશાહી કાબેલ, ફાજેલ અને પરહેજગાર દસ્તુરજી શહેનશાહી સરોસની સંપુર્ણ કુસ્તી સીવાય બીજી કઇ કુસ્તી કરે! તે મી૦ માદન સમજી શકતા નથી. કેવું અજાયબ થવા જેવું!

## મી૦ માદન ચેલેન્જ કેમ ઉપાડતા નથી?

મી૦ માદન એ. ઉનવાલાને કાંઇક ધમકી આપતા હોય તેમ કહે છે કે, 'યાદ રાખજો એ. ઉનવાલા કે હાલના જમાનામાં ચેલેન્જ જેવો ભપકા ભરેલો શબ્દ વાપડીને તમો સામા આદમીને દબરાવવા માંગો છો તેથી કોઇ ગભરાઇ જવાનું નથી, અને તેથી વાંચનારી આલમની નજરમાં તમારાં લખાણની કીંમત વધવાની નથી' વીગેરે. મી૦ માદન જ્યારે સામો આદમી એક બાબદ ખોટી ઠેડવી શકતો નથી ત્યારે ચેલેન્જ કરવામાં આવે છે. જ્યારે હાલના જમાનામાં મી૦ માદન 'ચેલેન્જ' નો અર્થ 'દબરાવવા' માટેનો કરે છે. તેમજ આમ ચેલેન્જ કરવાથી તમારાં લખાણની કીંમત વધવાની નથી વીગેરે દલીલો કરી. એ ઉનવાલાને ધમકી આપે છે. પણ હું મી૦ માદનને એકવાર ફરી ચેલેન્જ કરી પુછીશ કે, કદમી સરોશની ક્ષ્નુમનની કુસ્તી આવીજ કયાંથી? જો ઇરાંન અને હીંદુસ્તાનમાં સરોશની કુસ્તી હોયજ નહી તો કદમી સરોશની કુસ્તી રચાયજ કેમ? કારણ કે કદમી સરોશની કુસ્તી અગાઉ હીંદુસ્તાન અને ઇરાનમાં કદમી ટોળો હતોજ નહી એમ આપજ આગળ જણાવી ગયા છો. તો સરોશની કુસ્તી અસલ ઇરાન તથા હીંદુસ્તાનમાં નહી હતી તો એ આવીજ કયંથી? જો કે તે વખતે અહુરમજદની ક્ષ્નુમનથી થતી કુસ્તી નવજોત જેવા પ્રસંગોએ તો ચાલુ હતી તો પછી તે કદમીવાલાઓએ અહુરમજદની ક્ષ્નુમનવાળીજ કેમ શરૂ ન કરી? પણ એ હકીકતથી ખુલ્લું થાય છે કે, અસલથીજ હીંદુસ્તાનમાં સરોશની ક્ષ્નુમનની કુસ્તી જાયજ હતી. સરોશની આ સંપુર્ણ કુસ્તી કાંઇ આજકાલની નથી, પણ સદદર કેતાબના ફારસી તરજુમાનો અર્થ અભ્યાસીઓને પોતાની સમજમાં નહી આવ્યાથી પોતાની મરજી પ્રમાણે જ્યારે કર્યો; ત્યારે તેના ખુલાસા તરીકે ઇરાનમાં ૭૮ રેવાયત તરીકે સવાલો પુછાયા. એ સઘળું એ ઉનવાલાએ પોતાના લખાણમાં સીદ્ધ કરી આપ્યું છે. **જો આ કુસ્તી હાલેજ શહેનશાહીઓએ ઉપજાવી કાઢી હોય તો પહેલાં મી૦ માદને કદમીઓની કુસ્તીજ ખોટી છે, એમ પુરવાર કરી પછીજ એ શહેનશાહીઓની સરોશની ક્ષ્નુમન સાથની કુસ્તી ખોટી છે એમ પુરવાર કરવું જોઇએ.**

## લેવો, મી૦ માદન એકવાર જે ચોપડીઓની સહાદત આપી ગયા તેજ ચોપડીઓનું લખાણ અને ચોપડી મી૦ માદનને અશકય લાગે છે.

મી૦ માદનના જવાબમાં એ. ઉનવાલાએ મી૦ માદનેજ રજુ કીધેલી ઘણીજ પુરાતન કેતાબો જેવી કે, નીરંગે કુસ્તી બરતન, દબેસ્તાન જેવી ફારસી કેતાબ તથા સદદર બુનદહેશને આધારે તેમજ ૭૮ રેવાયત વીગેરેથી સરોશની કુસ્તીનું પુરાતનપણું સીદ્ધ કરી આપ્યું છે. ત્યારે તેજ કેતાબનો આધાર મી૦ માદને પોતાનાં આગલાં લખણોમાં લીધેલો હોવા છતાં તેનું લખાણુ એવણુને પોતાને છેક આજેજ અશકય લાગ્યું છે. ૭૮ રેવાયત માટે મી૦ માદન કહે છે કે, ૭૮ રેવાયત સત્તાધારી નથી તેમજ જુદદીન કેસ વખતે નામદાર કોર્ટે તે કબુલ કરવા ના પાડી હતી.' વીગેરે. મી૦ માદન જુદદીન કેસના ચુકાદામાં તો પહેલી અને બીજી રેવાયત એમ નોંધાઇ છે. તો આ ૭૮ રેવાયત પહેલી કે બીજી એ જણાવતાંજ કેમ રહી ગયા ? તેમજ જો નામદાર કોર્ટે રજુ થએલો તકરારી ફકરો કબુલ કરવા ના પાડયો હોય તો તેથી આ તમામ પુરાણી કેતાબજ સત્તાધારી નથી એમ કેમ કહી શકો ?

## પુરાણી દબેસ્તાન કેતાબના તરજુમા ઉપર આધાર રાખવા મી૦ માદન ના પાડે છે.

મી૦ માદન દબેસ્તાનની કેતાબ વીષે અભિપ્રાય આપે છે કે, દબેસ્તાન કેતાબમાં જે સરોશની કુસ્તી લખે છે તે અસ્પષ્ટ છે.' વીગેરે. મી૦ માદન દબેસ્તાન જેવી પુરાણી કેતાબને કબુલ કરવા ના પાડે છે. દબેસ્તાન માટે એક **જાણીતા પરધર્મી અભ્યાસી સર વીલીયમ જોનશ** એ કેતાબને ઘણી સત્તાધારી અને ભરોસો રાખવા લાયક તથા તેમાં લખાએલો ઇતીહાસ સત્તાધારી છે એમ પુરવાર કરે છે. જ્યારે મી૦ માદન તેથી ઉલટુંજ કહે છે. પણ જ્યારે દલીલ નહી હોય ત્યારે મી૦ માદન કરેબી શું ?

## સદદર નસર તથા સદદર બુનદહેશને માટે મી૦ માદનને ઉપજેલો શક.

સદદર નસરની ચોપડી કે જેની સાથે સદદર બુનદહેશ જોડાયલી છે. હવે મી૦ માદન એકવાર સદદર નસર તથા સદદર બુનદહેશવાળી કેતાબને આધારે પોતાને મળતી સહાદતો ટાંકી ગયા છે. અને હવે તે પણ ચોપડીની વાત ચોકકસ નથી એમ જણાવે છે. અને વળી વધુમાં કહે છે કે, 'એરવદ ઉનવાલા જો એ ચોપડીનું લખાણુ કોઇ અભ્યાસી આગળ રજુ કરતે તો ઠીક થતે' વીગેરે. મી૦ માદન એકવાર જણાવી ગયા કે એ કેતાબનો તરજુમો વિદ્વાન અવસ્તા સ્કોલરે કીધો છે. તેની સહાદત એઓએ બેધડક આપી પણ દીધી છે. અને હવે એ તરજુમો કોઇ અભ્યાસી આગળ લઇ જવા મી૦ ઉનવાલાને એ ભાઈ સુચના કરે છે. તો મી૦ ધાભરનો આ સદદર નસર તથા સદદર બુનદહેશનો તરજુમા માટે મી૦ માદન શું અભીપ્રાય આપશે તેને પણ તેઓ ખોટો પાડશે ખરા કે ? હમો તો એ કેતાબ તથા તરજુમાને ખરો ગણયે છીએ. જ્યારે એક અવસ્તા અભ્યાસી તરીકે મી૦ માદનને લગભગ બધીજ અસલી કેતાબો અને તેનું લખાણુ અશકય લાગે તો પછી બીજી કઇ ચોપડીઓથી એમના મનનું સમાધાન

થઈ શકે, એ હમો બીલકુલ સમજી શકતા નથી. આવી રીતે મી૦ માદનનો કેતાબો માટેનો નીર્થક અભિપ્રાય ખોટો ઠરે છે.

## મી૦ માદન તો હવે કુસ્તી માટેના પુરાણા હસ્તલેખો પણ કબુલ કરવા ના પાડે છે.

મી૦ માદનેજ બતાવેલી પુરાણી કેતાબોથી એ. ઉનવાલાએ સરોસની ક્ષુમન સાથનું સંપુર્ણ ભણતરનું પુરાતનપણું પારસી પ્રજાને પુરવાર કરી આપ્યું છે. છતાં મી૦ માદન તે ચોપડીઓ માટે ના પાડતા પાડતા હવે અસલ હસ્તલેખો પણ કબુલ કરવા ના પાડે છે. કારણ કે હું આગળ જણાવી ગયો તેમ તે હસ્તલેખ મી૦ માદનનાં લખાણને ટેકો આપતા નથી. હમારા ટોળાનો એ પુરાણો હસ્તલેખ એ. ઉનવાલાએ તા. ૧૫ મી જુલાઇના અંકમાં પોતાના લખાણમાં બહાર પાડયો છે. મી૦ માદન કહે છે કે, "ઉનવાલા કુટુંબમાં જળવાયલી પેલી ૧૦૪ વર્ષની પુરાણી કેતાબ." મી૦ માદન "ઉનવાલા કુટુંબ'માં એમ લખી શું કહેવા માંગે છે તે સમજ પડતી નથી. એ. ઉનવાલાએ એમ લખ્યું નથી કે "આ ચોપડી હમારા કુટુંબમાં છે." પણ ત્યાં તેઓ એમ જણાવે છે કે, "પુર્વજોના હાથે તે લખાયલી છે." મી૦ માદન એક વધુ ઓરંગો મારે છે કે, "ઉદવાડામાં સરોસની કુસ્તીનો રીવાજ ૧૦૪ વર્ષ ઉપર ચલુજ હતો, તે અનુમાન તદન કલપીત છે. અને અગાઉના વખતમાં છાપા કળા નહી હતી તેથી દરેક શખ્સો હાથે નોંધો રાખતા હતા. કદમી ટોળો છુટો થયો તેથી નોંધને ખાતરજ આ ૧૦૪ વર્ષની પુરાણી કેતાબ લખાયલી હશે." વીગેરે. પહેલાં મી૦ માદન એક ચાલતા આવેલા પુરાણા રેવાજને અનુમાન કહેવાની સરકશી કરે છે. ત્યારે કેમના મજૂકાની કુસ્તીના રેવાજનું શું? આગળ વધી મી૦ માદને પહેલાં મરહુમ દસ્તુરજીના નામ સાથે છુટ લીધી હતી અને હવે આ પુરાણા હસ્તલેખને તથા તેના લખનાર મરહુમ શખ્સ સાથે એટી છુટ લે છે અને કહે છે કે, 'એ તો કદમી ટોળા માટે નોંધ કાયેલી છે' પણ આ અભ્યાસી બાનની નજરે શું એવણનો પોતાનો આગળો અભીપ્રાય છેકાઇ ગયો છે? કારણકે એવણના આગળા અભીપ્રાય પ્રમાણે તો,—'જરથોસ્તીઓ કદમી તરીકાની 'નામે–યજદ'ની કુસ્તી અસલથીજ કરનારા છે' ત્યારે મી૦ માદન કદમી કુસ્તી કેવી રીતે થાય છે તે જાણે છે છતાં વાંચકોને ખોટે માર્ગે લઈ જવા માંગે છે. એમાં 'નામે–યજદ'નો ફકરો નથી તેમજ 'અષેમવોહી' પણ લખ્યું નથી. શું ત્યારે 'અષેમ વોહુ' શબ્દો મી૦ માદનની નજરે પડતાજ નથી. કારણકે કદમીઓ 'અષેમ વોહી' ભણે છે. વળી તેઓમાં 'કરફેહ્ મોજ્દ' વાળો ભાગ પણ નથી. જયારે આ પુરાણા હસ્તલેખમાં તો 'કરફેહ્ મોજ્દ'વાળો ભાગ નજરે પડે છે. જયારે કુસ્તીના છેડે પણ કદમીઓ બીજો ભાગ ભણે છે તે શું મી૦ માદન જાણતાજ નથી કે? એ પુરાણા હસ્ત લેખમાં જણાવે છે કે "જે સાહેબે કમાલ છે તે અક્કલથી પીછાને છે. બે અક્કલ સાહેબો છે, તે એ વાતને કેતાબથી પીછાનતા નથી."

## હવે, મી૦ માદન ફરજ્યાત નામાં માટે અંગ્રેજી તરજુમો રજુ કરે છે.

મી૦ માદન પોતાની રૂઢી મુજબ જયારે એક ચોપડીનો એક ભાષાનો તરજુમો પોતાના અભીપ્રાયને ટેકો નહી આપતો જણાય છે. ત્યારે બીજા તરજુમા માટે શોધ ખોળ કરી તે ઉપર ઠીંગડ ઠાંગડ કરવા મથે છે. દસ્તુર દારાબ પાહલનના ફરજ્યાત નામાંમાંથી

જ્યારે સરોસની કુસ્તીની ખુલ્લી સહાદત તેજ ચોપડીનાં પાના ૨૩ ઉપરથી એ. ઉનવાલાએ રજુ કરી છે. ત્યારે તેવણ હવે ગુજરાતી તરજુમો છોડી દઇ અંગ્રેજી તરજુમા ઉપર આધાર રાખે છે. તેવણ કહે છે કે, 'ગુજરાતી તરજુમામાં બીજી મરતબે સરોસબાજ પઢે' એમ જણાવ્યું છે તે તો ફરજ્યાત કરવા માટે છે. શું મી૦ માદનની આજ દલીલ ! ફરજ્યાત નામાંમાં જ્યારે એવણના કહેવા પ્રમાણે ફરજેનું સઘળું વર્ણન કર્યું છે. તો તેના લખનારે એમ કેમ નહી લખ્યું કે, પહેલી સરોસબાજ તે નીરંગ લીધા પછીની અને બીજી તે ફરજ્યાતને માટે એમ મોગમમાં શા સબબથી લખ્યું કે, 'બીજી મરતબે સરોશ બાજ પઢે।' તેનો સબબ એજ કે, પહેલે નીરંગ લીધા પછી એક ભણ્યા; અને હવે બીજી મરતબે કુસ્તીમાં પઢવી. મી૦ માદન બસ એમજ કહેવા માંગે છે કે, કેમના મજ્દાની કુસ્તી એજ ખરી અને જ્યાં સરોશની કુસ્તીની સહાદત હોય ત્યાં તો તરજુમાનો ફેર છે. એમ એમને દેખાય છે, પછી ભલે તે તરજુમા પ્રમાણે એઓએ લખાણ પણ કીધું હોય? પણ મી૦ માદને જાણવું જોઇએ કે, એમાં બીજી મરતબે સરોશબાજની બીના આવીજ કેમ એ સમજવું બીલકુલ સહેલ છે.

## "હમ-કલામ" ના સંબંધમાં મી૦ માદનના વીચીત્ર વીચારો.

જ્યારે સરોશની ક્ષનુમનની કુસ્તી ઉદવાડામાં પાછી ચાલુ થતી ગઇ, અને જેનાં પરીણામે ઉદવાડા અંજુમનનું બંધારણ ઘડાઇ તયાર થયું, ત્યારે ઉદવાડાની ચોથી પક્ષના સાહેબોએ બંધારણમાં પત્થરો નાંખવા માટે જે સવાલો કુસ્તી માટે કીધા તેમાં હમકલામનો સવાલ એક હતો. તેના જવાબમાં કેમના મજ્દા અને સરોશની કુસ્તીવાળા હમકલામ થઇ શકે નહી, એવો અભીપ્રાય આ બધા અભ્યાસી ભાઇઓએ આપ્યો હતો, જ્યારે તે અભિપ્રાય કેટલો કલ્પીત છે તેનો એકજ દાખલો એ. ઉનવાલાએ કલકત્તા ખાતે સરેશની કુસ્તી તથા કેમના મજ્દની કુસ્તીથી સાથે મળી ક્રિયા કરી બંધાયલાં દોખ્માને લગતો પુરો પાડયો હતો, તેના જવાબમાં મી૦ માદન એકદમ ઉશ્કેરાઇ જઇ કહે છે કે, "એ. ઉનવાલા હમકલામ માટેના અભ્યાસીઓના અભીપ્રાયની સામે આવીને શું કહેવા માંગે છે!" વીગેરે. ત્યારે શું મી૦ માદન અભ્યાસીઓના અભીપ્રાય ગમે એવા અધુરા અને ખોટા તેમજ સરાહગાતી હોય તોપણ તે હમારે અને બીજાઓએ માનવાજ જોઇએ કે? જો મી૦ માદનનું અનુમાન એમજ હોય તો તેમને જાણવું જરૂરી છે કે, આંખો મીંચીને ચાલનારો ગાદરયો ટોળો હાલના જમાનામાં હસ્તી ધરાવતો નથી. તમો ભેગા અભ્યાસીઓએ આપેલા અભીપ્રાયો કેવા એક તરફી છે, તે તો એ. ઉનવાલાએ અત્યાર આગમજ પુરવાર કરી આપ્યું છે. મી૦ માદન આ દોખ્મું જે બે જાતની કુસ્તીથી બંધઈ સંપુર્ણ થયું છે, જેને માટે શું તમારાં અંતઃકરણમાં હમકલામનો સવાલ ઉત્પન્ન થતોજ નથી? દોખ્માના તણાથી જ્યાંસુધી પરદાઇને પુરૂં થાય ત્યાંસુધી તેની ક્રિયા બે જાતની કુસ્તીથી થાય! ત્યારે શું, તે કેવી રીતે સંપુર્ણ થએલું કહેવાય? ત્યારે શું તેવાં કારણોને લઇ આ દોખ્મું તમો "અવાચ" ગણશો? અભ્યાસી ભાઇ હમકલામનો અર્થ બરાબર સમજતા હોય તેમ એ. ઉનવાલાનું એ માટેનું અજ્ઞાનપણું જણાવે છે. અને વધુમાં કહે છે કે, 'હમકલામ તો નાવર, વરરયો, નીરંગદીન, તથા ગેતી ખરીદની ક્રિયામાંજ થવાનો પ્રસંગ આવે છે.' વગેરે. ત્યારે બધી તકરારજ

**શું છે? જો હમકલામનો અર્થ તમો આજ કરતા હોવ અને સરોશની કુસ્તી સાથે તેને નીશબત ન હોય તો તો પછી હમકલામનો ખરો અર્થ અને તે કેવી રીતે થઈ શકે તે માટે ખરેજ તમો અજ્ઞાન જણાવો છો.** ત્યારે તો મી૦ માદન ઉપર જણાવેલી ક્રિયાઓ સિવાય **બીજી વખત હમકલામ નજ થવાય એમજ એમનો અભીપ્રાય જણાય છે.** હમકલામના સવાલ સંબંધી ઘણું લંબાણથી બોલી શકાય એમ છે પણ સ્થળ સંકોચને લીધે બની શકતું નથી છતાં આટલું હાલ બસ છે.

## મી૦ માદનનો નવો અભીપ્રાય-પાદીઆવની બાજ તે ક્ષનઓથ્ર અહુરહે મજ્દાઓ અષેમવોહુ (૧) તથા કેમ્ના મજ્દા આખી ભણવી.

મી૦ માદને અત્યાર આગમજ પોતાને મનભાવતી અને પોતાનેજ ટેકો આપતી દલીલો રજુ કરી છે. તેમાં વધુ એકનો ઉમેરો કરતાં લખે છે કે, પાદીઆબ કરનારા કલામો તે ક્ષનઓથ્ર અહુરહે મજ્દાઓ અષેમવોહુ (૧) અને કેમ્ના મજ્દા સમાઈ જાય છે? વગેરે. અનેક પુરાણી કેતાબો તથા હસ્ત લેખમાં કુસ્તી કરવા માટે પાદીઆબની બાજ તરીકે 'ક્ષનઓથ્ર અહુરહે મજ્દાઓ અષેમવોહુ (૧) છે.' છતાં તેવણ હવે એકદમ જોરપર આવી કુસ્તી માટે લડે છે કે, કેમ્ના મજ્દા આખી ભણાય તોજ પાદીઆબની બાજ લેવાઈ કહેવાય. પણ એમણે એમનો આગળો અભીપ્રાયજ ખોટા ઠેડવે છે. કારણકે ફરજ્યાત નામાંની સહાદતમાં જણાવે છે કે, 'ક્ષનઓથ્ર અહુરહેમજ્દાઓ અષેમવોહુ (૧) ભણી કેમ્ના મજ્દાથી કુસ્તી કરવી.' આવીજ રીતે મી૦ માદન અહુરમજદ ખુદાએથી થતી કુસ્તી માટે પણ ઉલટા સુલટી વાતો કરે છે એકવાર તેઓ કહે છે કે, 'પાદીઆબનો અમલ હોવાથીજ અહુરમજદ ખુદાએથી કુસ્તીની બાબદ આવે છે ત્યારે પોતાની રીત મુજબ કહે છે કે 'પાદીઆબનો અમલ નથી તેથી અહુરમજદ ખુદાએથી થાય છે.' વળી મી૦ માદન જાણે છે કે, એક બરશ્નુમ લેનાર ધણી બરશ્નુમની ક્રિયા પુરી કીધા પછી નાહી રહ્યા બાદ સરોસની ક્ષનુમનની બાજ મુકી રહ્યા બાદ અહુરમજદ ખુદાએથીજ કુસ્તી કરે છે. તો મી૦ માદનના કહેવા પ્રમાણે પાદીઆબનો અમલ નાહી રહ્યા બાદ કેમ ચાલુ રહેલો ગણી શકાય! કારણકે દીલ સાફ કરવા માટે પાણી દીલ પર નાંખ્યું. એટલે પાદીઆબનો અમલ કેમ રહી શકે! એ બાબદજ મી૦ માદન સફાઈથી ઉડાવી દે છે. કારણકે સાધારણ રીતે નાહી રહ્યા બાદ કેમ્ના મજ્દાથીજ કુસ્તી કરવામાં આવે છે. તેમજ એક વધુ પુરાવા તરીકે **મી૦ માદને તથા બીજા બે શખસો ભેગા ૧૯૩૫ માં 'જરથોસ્તી-ધર્મ નીતીવચનો'** નામની એક ચોપડી બહાર પાડી છે. તેના પાના ૧૪૪ ઉપર એવણનાજ લેખમાં એવણ ખુલ્લું જણાવે છે કે. **'પાદીઆબની ક્રિયા ક્ષનઓથ્ર અહુરહે મજ્દાઓ અષેમ્ વોહુ (૧)'** ત્યારે શું મી૦ માદન હવે આપે લખેલી આ ચોપડી પણ ખોટી પાડવા હીંમત કરશો! એવણે શોધેલી આ નવી શોધ એવણના કહેવા મુજબ જો અસલમાં હતે તો આ ચોપડીમાં એવણ લખતાં કેમ ભુલી ગયા. એ સમજી શકાતું નથી.

## મી૦ માદનનો નવો અભીપ્રાય—સરોસની કુસ્તીની વધુ મળતી સહાદતો તમુને વધુ ગુંચવશે.

મી૦ માદન કાંઈ દમરાવતા હોય તેમ કહે છે કે, 'યાદ રાખશો સાહેબો કે સરોસની કુસ્તી કરવાના તમોએ લીધેલાં અવીચારી અને ખોટાં પગલાંને ટેકો આપવા તમો જેમ વધુ કોશેષ કરશો તેમ નક્કી છે કે તમો વધુ ગુંચવાયા કરશો? વીગેરે. મી૦ માદન ઉપલી હસવા સરીખી દલીલ કરી ધસારો કરે છે કે, સરોસની કુસ્તી માટે તમો જેટલીબી સહાદતો લાવશો તો પણ હમો બીલકુલ કબુલ કરશુંજ નહી, અને તમો જો તે વધુ શોધશો તો વધુ અને વધુ ગુંચવાયા કરશો. જો કે હમો અત્યાર આગમજ જરા પણ ગુંચવાયા નથી. પણ તમોએ તો એકવાર ફારસી તરજુમો તો એકવાર ગુજરાતી વળી તે છોડી ભમતી માંખી મીસાલ પાછો અંગ્રેજી એવા હેરફેર ફકરાઓ અને તરજુમાઓ ટાંકી સરોશની કુસ્તી ખોટી પાડવાના ખાલી વલખાં માર્યાં છે, જેથી વધુ ગુંચવાવાથી અને ન સમજવે અનેક કેતાબનો આધાર અને આસરો લેવો પડયો છે. જ્યારે હમોએ તો સીધી અને સરળ સાહદતોજ ટાંકી કુસ્તી અને સહાદતોનું પુરાતનપણું સિદ્ધ કરી ચુકયા છીએ. સરોશની કુસ્તી કરનારાઓનું પગલું તમો અવીચારી ગણો છો તો પછી તે પુરાતન સરોશની કુસ્તી જોડનારા આગળ વધેલા આત્માઓનું શું? તેઓએ પણ અવીચારી કામ કર્યું છે, શું તમો એમ કહેવા માંગો છો? **ત્યારે કદીમી ટોળાના ન્યાગાનોએ પણ ખાસ જાણી જોઇનેજ અવીચારી પગલું ભર્યું છે એમ કહેશો?**

મી૦ માદન કહે છે કે, 'મેં એમની સઘળી દલીલોનું ખંડણ કર્યું છે, અને માણુસ માત્ર ભુલને પાત્ર છે એ નીયમે પાછા ફરો' વીગેરે. મી૦ માદન જો એ. ઉનવાલાની સઘળી દલીલેનું ખંડણ કરી શકયા હતે તો, આ શબ્દો વાજબી હતા. પણ મી૦ માદન અંગત તકરાર સીવાય કાંઇ કરી શકયા નથી એટલે એ. ઉનવાલાની સઘળી દલીલો જવાબ આપ્યા વિનાની ઉભીજ રહેલી છે.

### છેવટના શબ્દો.

આવી રીતે મી૦ માદનને ઉપલો જવાબ તેમનાં લખાણુનેજ આધારે આપ્યો છે. કારણ કે એવણે એ. ઉનવાલાને જવાબ આપવા માટે પોતાની દલીલોને વલગી રહેવાને બદલે હમો સરોશની કુસ્તી કરનારાઓ ઉપર પણ આક્ષેપ કીધા છે. મી૦ માદન જેવા અભ્યાસી ભાઇ અસલી કેતાબેનું લખાણ બરાબર ન સમજવે એકવાર જે ચોપડીની સહાદત આપી ગયા તેજ ચોપડી તેવણુને પાછળથી અશકય લાગે છે. એ માટે વાંચક વર્ગ એમનાં જ્ઞાન માટે શું ધારશે? મી૦ માદને પોતાના લખાણુમા અંગત ટીકાઓ અને ધમકી આપવાની કોશેષ કર્યા સીવાય બીજું કાંઈજ કર્યું નથી.

વધુ લંબાણુ ન કરતાં માનવંત 'જામે–જમશેદ' પત્રે જે લંબાણુ લખાણુ છાપવા મહેરબાની કરી છે તે માટે ઉપકાર માનું છું. અને વધુમાં જણાવવાનું કે, **મારા અથોરનાન ભાઇઓ સર્વે પોત પોતાના ટોળાના સવાલો ઉપર મુજાહેમત કરી તેનુંજ ખંડણ કરતા થશે, તોજ તેઓ હમકલામનો જે અગત્યનો કાયદો છે તે સમજી ટોળા અને દીનની સાચી સેવા કરેલી કહેવાશે.** ખુદાવંદતાલા મારા **અથોરનાન ભાઇઓને સદબુદ્ધી બક્ષો.**

# સરોશની કુસ્તીની ચર્ચા સંબંધી મી. જાંગીર ચીનીવાલા એડવોકેટનો ખુલાશો.

## સરોશની ક્ષ્નુમનની કુસ્તીનું ભણુતર સાહેબ, દીલાન સાહેબોનાં જરથોસ્તી ટોળામાં આજે મોજુદ છે.

## ક્ષ્નુમ તરફની સરોશની કુસ્તીનાં ભણુતરને આજે આશરે ૩૫ વર્ષ થયાં છે !

### મી૦ ચીનીવાલાનાં ખુલાસા માટે હમારી ટુંક તપાસ.

મી૦ જાંગીર ચીનીવાલાની ચંચળ ઝેન, છટાબાજ વાકચતુરી, ખરી સ્વતંત્રતા અને અનેક બાહોશી માટે હમોને મોટું માન છે તે સાથે એઓ ઉદવાડયાઓને કોણ અને કેવા છે ? તેનાબી ઘણી સારી માહીતી ધરાવે છે પણ કોણ જાણે હમો ઉદવાડયાની કમનશીબીએ કે, "પાક ઇરાંનશાહની શું બી સ્જતે જે એવા શીખેલા, અને સચ્ચાઇથી સ્વતંત્ર લડત કરનારાઓ પર હમો જ્યારે સચ્ચાઇની મુદાર બાંધ્યે છીએ, ત્યારે તેમાં નિષ્ફળજ જઇએ છીએ. એવણે ગઈ તા. ૨૩ મી ઓગષ્ટ ૧૯૩૯ નાં જામે જમશેદ પત્રમાં "સરોશની ક્ષ્નુમન સાથની કુસ્તીની ચર્ચા" એ મથાળા હેઠળ ઇલ્મે ક્ષ્નુમનાં આધારે એક લંબાણુ લેખ લખ્યો છે. જો કે મી૦ જાંગીર ચીનીવાલા ઇલ્મેક્ષ્નુમનાં ખાસ ખાં તો નથીજ, પણ પોતાની જાતિક બાહોશીથી ઇલ્મેક્ષ્નુમનું કાંઇક સારૂં ભંડોળ ધરાવે છે. તે આધારે પોતાનાં લેખમાં કાંઇક સંભાળથી, થોડું થોડું બધાંને કડવું મીઠ્ઠું પીરસીને, કેટલાકોને કાંઇક ચીમકીબી પોતાનાં લખાણમાં લગાવી છે. એવણ લખે છે કે સરોશની ક્ષ્નુમનની કુસ્તીનું ભણુતર ઇરાંન સરઝમીનનાં છુપા સાહેબ દીલાન સાહેબોનાં જરથોસ્તી ટોળામાં આજે મોજુદ છે. તેમજ સુરતની બઝમમાં ઉસ્તાદ સાહેબે, સરોશની ક્ષ્નુમની કુસ્તીનું ભણુતર પહેલું જાહેર કર્યું હતું. તેને આજે આસરે ૩૫ વર્ષ થયાં છે. આ બાબદો સત્યથી ભરપુર છે. પણ એવણ આગળ ચાલતાં જણુવે છે કે, "ઉસ્તાદ સાહેબે ઇલમીઅતનાં કારણો સમજાવી ખાસ તાકીદ કીધી હતી કે, બહેદીન સાહેબો તેમજ અથોરનાનોનો પેશો નહિ કરનારા અથોરનાનોજ માત્ર ત્રણુ સાદાં નાન નાહી ફસલી રોજ મહા ભણવાનું અને તેની સાથે સરોશની ક્ષ્નુમન સાથની કુસ્તી કરવાનું શરૂ કરી શકે છે. પરંતુ અથોરનાનનો પેશો કરનારા અથોરનાનોને ફસલી આલાતની ગેરહાજરીમાં ફસલી રોજ મહા ભણવાનું તેમજ સરોશની ક્ષ્નુમન સાથની કુસ્તી કરવાનું એવણે ફરમાવ્યુંજ નથી." વીગેરે.

મી૦ ચીનીવાલા ઉસ્તાદ સાહેબે જણાવેલી ઉપલી બાબદો જણાવે છે તેમાં ઉસ્તાદ **સાહેબે ફસલી આલાતની ગેરહાજરીમાં બરષ્નુમ રાખનારા અથોરનાનોને ફસલી રોજ મહા ભણવાનું ફરમાવ્યું નથી એ ખરૂં છે. પણ એઓએ અથો-રનાનીનો પેશો કરનારા અથોરનાનોએ સરોશની ક્ષ્નુમનની કુસ્તી નહિ કરવી એવું કાંઇ ફરમાવ્યું નથી.** એવણ સાહેબ કહેતા હતા કે, કેમના મજદાની કુસ્તી પણ રિવાજી થઈ પડી છે, માટે બરહક છે. પણ દરેક બસ્તે કુસ્તીઆને સરોશની ક્ષ્નુમનનીજ કુસ્તી કરવી જોઇએ, એવી તાકીદ કરી છે. એજ રીતે મી૦ જાગીર ચીનીવાલાનાં ભાઇ ડૉક્ટર ફરાંમરોઝ ચીનીવાલા પોતાની "ખોરદેહ અવસ્તા બાક્ષ્નુમ" નામની ચોપડીનાં ૬૮ માં પાનાં પર લખતાં જણાવે છે કે,

"ત્યારે દરેકે દરેક બસ્તે–કુસ્તીઆંને સરોશની ક્ષ્નુમનની કુસ્તી કરવી એ પેગાંમ્બાર સાહેબ અશો સ્પીતમાન ઝરથુસ્ત્રનું અવ્વલ ફરમાન છે. આજે આપણી વચમાં સરોશની ક્ષ્નુમન સાથની કુસ્તી ઘણે ભાગે ચાલુ નથી જો કે કદીમી ટોળાવાળા બહેદીન–દસ્તુરોમાં તો તે ચાલુજ છે. સરોશની ક્ષ્નુમન સાથની કુસ્તી કાંય થવી જોઇએ તેનો ભેદ ઉપરનાં લખાણથી સમજી શકાશે. આપણા લોકોમાં આજે ઇમાંન તો છે, પણ તરીકતને આપણે છોડતા જઇએ છીએ, જેમાં આપણી ગંભીર ભૂલ છે. **સરોશની ક્ષ્નુમન વગર કીધેલી કુસ્તી. પાદ-યાવ–સાઝશ્ને ગતી કદીબી ઉભી કરી શકે નહિ. દરેક બસ્તે–કુસ્તીઆને મરતાં જીવતાં હરહંમેશ સરોશની સાથેજ રહેવાનું છે, માટે કુસ્તીબી તેવણનીજ ક્ષ્નુમનથી હોવીજ જોઇએ અને એમજ છે. ખાસ કરીને અથોરનાન સાહેબોએ તો એ નિયમ પહેલે પાળવો ઘટે છે."** વીગેરે.

દરેકે દરેક બસ્તે કુસ્તીઆંનને અને તેમાં **ખાસ અથોરનાન સાહેબોને** સરોશની ક્ષ્નુમન સાથની કુસ્તીની કેટલી બધી તાકીદ કીધી છે. તે ઉપલા વાકય પરથી જણાશે.

વળી ખુદ ઉસ્તાદ સાહેબે પોતાની ખુર્દેહ અવસ્તા-બ-તરીકતવાલી ચોપડીમાં પાને ૨૬મે પાદીઆવ કરવાની રીતમાં પાદીઆવ કરી સરોશની ક્ષ્નુમનની કુસ્તીનું ભણતર કરવા જણાવે છે તેમાં નીચે ફુટ નોટમાં જણાવે છે કે, "બરશ્નુમવાલા યા અમલવાલા મોબેદ હોય યા તો અમલવાલા બહેદીન હોય તેનાંથી કાગળા નહિ કરી શકાય" વગેરે.

જો અથોરનાનીનો પેશો કરનારા અથોરનાનથી સરોશની કુસ્તી થઇ શક્તિ નહિ હતે તો, ત્યાં ફુટ નોટમાં કાગળા કરવાની જગ્યાએ આ કારણજ પહેલું જણાવતે, છતાં હંમો ઉસ્તાદ સાહેબની હિયાતીમાં ઘણાં વર્ષો અગાઉથી સરોશની કુસ્તી કરતા હતા; અને તેઓ એ બીનાં હમારા સમાગમથી ઘણી સારી રીતે જાણતા હતા, પણ એ બદલ હંમોને કોઇબી વખત એવો ઇશારો કર્યો નથી કે, તંમો યાજદાથ્રેગરોથી ફસલ રોજ મહા ભણ્યા વગર' યા તો ત્રણ નાન લીધા વગર સરોશની કુસ્તી થાય નહિ, જ્યારે ફસલી રોજ–મહા–નહિ ભણવા માટે એ ઉસ્તાદ સાહેબે વારંવાર તાકીદ કરેલી હતી. પણ મી. જાગીર ચીનીવાલા એડવોકેટ ઉપલી બાબદ શા આધારે ઉસ્તાદ સાહેબને નામે જણાવે છે તે હંમો સમજી શક્તા નથી. છતાં મી. જાગીર ચીનીવાલાનાં લખાણથી એટલી વાત તો સિદ્ધ જણાય છે કે, અસલ તરીકતમાં અસલ સરોશની ક્ષ્નુમનનીજ કુસ્તી કરવી રવા છે; અને આજે પણ એ એજ રિવાજ સાહેબ દીલાન ટોળામાં મોજુદ છે, તેમજ એવણ જણાવે છે કે, આજની કેમનાં મજદાની કુસ્તી પણ બરહક છે એ વાત ખરી છે પણ સરોશની કુસ્તી બંધ થઇ, કેમના મજદાની કુસ્તીનો રિવાજ કેમ

પડયો; અને એ ક્યારથી સરૂ થઇ, એ ખુલાશો સાથે સાથે એવણે જણાવ્યો હતે તો, આ સંબંધીનો સર્વે ગુંચવાડો દૂર થઇ ગયો હતે.

## બર વખતનો આલાત.

"બર વખતનો આલાત" અને રોજ-મહા-આ બાબદની ખરી ફીલસુફી શું છે, તે હંમો હજી સમજી શકતા નથી. પણ જ્યારે ઇ. સ. ૭૨૧માં યાને યઝદે ઝરદી સને ૯૦માં સંજાણમાં પાક ઇરાંનશાહ આતશે બહેરાંમ મુબેદ નેરીયોશંગ જેવા પહરેજગાર આબેદે પરઠવનું નક્કી કર્યું ત્યારે ઇરાંન દેશનાં "ખોરાશાંન" પ્રાંતમાંથી ખુશ્કી રસ્તે યાને જમીન રસ્તે આલાત મંગાવ્યો હતો, એમ કહેવાય છે. અથવા નવો ઉમન કર્યો હતો, અને તે વડે પાક ઇરાંનશાહ આતશે બહેરાંમ પરઠવાની ક્રિયા કરી હતી, જ્યારે નેરીયોશંગ જેવા પહરેજગાર અને અષો દસ્તુરે આતશે બહેરાંમ પરઠવા માટે પહેલાં "વિજળી"નો આતશ પોતાની અષોઇ અને ઇલમનાં બળથી દિવસો સુધી એકાંતમાં બંદગી કરી આકાશી વિજળીથી એક મોજેજા રૂપ બરપા કર્યો હતો. તે નેરીયોશંગ ધવલે આજનાં સાહેબ દીલાન ટોળાવાલાઓની માફક અસલ તરીકત મુજબ સરોશની ક્ષ્નુમનની કુસ્તી કરતા હતા કે, કેમનાજ મજદાનીજ કુસ્તી કરતા હતા? કારણકે હમારા ઉસ્તાદ સાહેબનાં કહેવા મુજબ ને યાસંઘ ધવલ સાહેબને દેમાવંદ ટોળામાંથી જરથોસ્તી ટોળાની રાહબરી કરવા માટે હોરમઝ બંદરે મોકલ્યા હતા, અને જરથોસ્તી ટોળો તેવણની રાહબરી હેઠળ હીંદુસ્થાન આવી સંજાણમાં ઠરી ઠામ થયા પછી ઇરાનશાહ જેવા પરતાપી કેબલાને બરપા કરી ગયા હતા. તેમજ તે વખતે જે આલાત ઇરાંનથી આવ્યો હતો અથવા અહિં નવો બનાવ્યો હતો. તે બર વખતનાં રોજ—મહાનો હતો? કે આજના રિવાજી રોજમહાનનો? આ સવાલો માટે મી. ચીનીવાલા કબુલ કરશે કે, મુબેદ નેરીયોશંગ ધવલ જેવા એક પહરેજગાર દસ્તુર સરોશના ક્ષ્નુમનનીજ કુસ્તીનો અમલ ધરાવતા હતા, અને તે વખતનો આલાત બર વખતનાં રોજ-મહા વાલોજ હતો. તો પછી તેજ "આલાત"થી અને અસલ સરોશની ક્ષ્નુમનની કુસ્તીથી પરઠાયલા પાક ઇરાંનશાહ આતશે બહેરાંમ અને તેજ "આલાત" આજે બારસો વર્ષ ઉપર થયાં સીલસીલા બંધ ઉદવાડાનાં સંજાણા ટોળાની પાસે મોજુદ સચવાયલો છે તો પછી પાક ઇરાંનશાહ આતશે બહેરાંમ અને તે અસલ "આલાત" રિવાજી રોજ—મહાનાં હતા, એમ શા આધારે કહેવામાં આવે છે? પણ હંમોએ જેમ ઉપર જણાવ્યું છે તેમ ૧૪મી સદી આપણી પારસી કોમ માટે આફત ભરી અને ખરતે ખુદારી ભરી નાવડી હતી. તે કારણોને લીધે કબીસો કરવાનો દિવસ પારસી કોમમાથી ભુલાતો ગયો, જેથી અસલ બર વખતનાં રોજ-મહા માં ફેર પડવા લાગ્યો, અને એજ કારણોમાં સરોશની કુસ્તી પણ ભુલાતી ગઇ છે. એ હાલની મોજુદ તવારીખ પરથી અને ઉસ્તાદ સાહેબની વાત પરથી બધું દેખાઇતું છે. છતાં મી. જાંગીર ચીનીવાલાને શહેનશાહી ટોળામાં અસલ સરોશની ક્ષ્નુમનની કુસ્તી ૧૨૦૦ વર્ષના અરસા સુધીમાં ચાલુ હતી કે નહિ તેની ખબર નથી. જોકે સૌ સૌ પોત પોતાનો ગમે તે અભિપ્રાય આપવાને મુખત્યાર છે, પણ જ્યારે સ્વતંત્ર અને સાચ્ચા ભાઇઓ પણ સાચ્ચી બાબદો બાહિંમતથી જાહેર કરવાને ડરે છે ત્યારે હંમારી અજાયબીઓનો પાર રહેતો નથી ખેર વખત અને કૂજત પોતાનું કામ કર્યો જશે!

---

મુદ્રક : શા૦ મુલચંદ કસનદાસ કાપડિયા.
મુદ્રણાલય : "જૈન વિજય" પ્રી. પ્રેસ, ગાંધીચોક—સુરત.
પ્રકાશક : નશરવાનજી નૌરોજી ઉનવાલા, ઉદવાડા.